## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ ગ્રંથની પાંચ વરસે બીજી આવૃત્તિ છપાવવાનો પ્રસંગ આવે છે. યુરોપી મહાન વિગ્રહ વખતે કાગળોની અસાધારણ મોંઘવારી હતી તેમજ છપામણી વગેરેની પણ સખત મોંઘવારી હતી. એવા કટોકટીના પ્રસંગે બીજા મોટા છાપખાના પુસ્તકો છાપતાં ન હતાં તે વખતે સાંપ્રદાયિક ગ્રન્થો છપાવવાની ભગવત્કૃપાથી મેં કમર કસી હતી. મારાં વરસથી અત્યાર સુધી ૪૬ ગ્રંથો છપાયા છે તેમાંથી ૪૦ ગ્રન્થ તો એવી સખ્ત મોંઘવારીમાંજ છપાયેલા છે જેથી તે પુસ્તકો કીમતમાં મોંઘાં પડે છે હજુ મારી પાસે રૂ ૨૫૦૦૦) ઉપરાંત પુસ્તકોનો મોટો જથ્થો પડેલો છે. આજ મહાનભાઉ, ઓફીસખર્ચ વગેરે ખરચથી પહોંચી શકાતું નથી તેથી આ ગ્રન્થની બીજી આવૃત્તિ કઢાવવાનો વિચાર નહોતો પરંતુ ઘણા વૈષ્ણવોની સલાહથી તેમજ મારા મિત્રોની ફરમાસથી "આ શિક્ષાપત્ર જેવો ગ્રન્થ તમારે નફાની બીલકુલ આશા સિવાય છપાવી પ્રગટ કરવો" એમ વારંવાર આગ્રહ થયું તેથી તે ભગવદીયોની ઈચ્છાને આધીન થઈ બીજી આવૃત્તિ છપાવી કીં રૂ ૧) રાખી છે તેમાં કંઈ પણ નફાની આશા રાખી નથી. ( પરન્તુ પડતર કરતાં ઓછીજ કીમત રાખી છે ) વિનંતિ છે કે જલદી ખલાસ થશે તો સત્વર ત્રીજી આવૃત્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય. એજ વિનંતિ,

શ્રીનાથજીનો પાટોત્સવ, સં ૧૯૮૩ માઘ કૃષ્ણ ૭. લલ્લુભાઈ છગનલાલના જયશ્રીકૃષ્ણ.

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ ગ્રન્થ પુષ્ટિમાર્ગના સમગ્ર સિદ્ધાન્તથી ભરેલો છે તેથી તે એટલો બધો લોકપ્રિય થઈ પડ્યો છે કે તેની બે હજાર નકલ એક વરસમાંજ ખપી ગઈ છે ને ત્રીજી આવૃત્તિ તત્કાળમાં જ કાઢવી પડી છે

આ પુસ્તક પડતર કરતાં પણ ઓછી કીમતે વેચવામાં આવે છે એવું ગ્રન્થદર્શનથી સહેજ વાંચી શકાશે એ તો નિર્વિવાદ છે અને તેથી અમારી વિનતિ ધ્યાનમાં લેઈ નીચેના ગૃહસ્થોએ પુસ્તકોનો બહોળો ફેલાવો થાય તેટલા માટે કીમતી મદદ કરી છે

૧ અમદાવાદની શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મંડળના મંત્રીઓ મી. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ્. એ. તથા મી. સાંકળચંદ જેઠાલાલ શાહ એમ્. એ. એમનો આભારી છું કે જેઓએ મારી વિનંતિ લક્ષમાં લેઈ કેટલીક નકલો અરધી કીમતે વેચાતી લીધી છે

૨ સ્વ. હરગોવનદાસ પુરુષોત્તમદાસ ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓ દિવાનબહાદુર હરિલાલ દેસાઈભાઈ તથા શેઠ મોતીલાલ ગોવિંદદાસે પણ એજ પ્રમાણે અરધી કીમતે કેટલીક નકલો વૈષ્ણવોમાં વેચાતી છે તેમજ આ વખતે પણ તેમણે અમારી વિનંતિનો સ્વીકાર કર્યો છે

૩ મુંબઈના ભગવદીય શેઠ લક્ષ્મીદાસ ભીમજી (દાદાભા)એ પણ કમર કસી વૈષ્ણવોને બોધ કર્યો કે "આ એકજ ગ્રન્થ અમૃત છે તમે વાંચશો તો તમામ શંકાઓ દૂર થઈ જશે અને તમે આદર્શ વૈષ્ણવ બની જશો જરૂર વાંચવા જેવું છે" એમ સમજાવી હજારેક નકલો વૈષ્ણવોમાં ફેલાવી હતી આ વખતે પણ તેમણે અમને આવી રીતે મદદ કરવાનું ઉપરના ગૃહસ્થોએ વચન આપ્યું છે

આ પ્રકારે અમને મદદ કરી ગ્રન્થપ્રકાશનદ્વારા સંપ્રદાયની મહાસેવા બજાવી છે એમાં જરાય શક નથી તેથી તેઓનો ઉપકાર માનું છું

આનું અનુકરણ બીજા વૈષ્ણવો કરે તો આ ગ્રંથની એક લાખ નકલો વૈષ્ણવોમાં વહેંચાતી થાય આ દિશા તરફ ભાવિકોનું ધ્યાન ખેંચવા મારી નમ્ર અરજ છે

શ્રી દાસાનુદાસ

ભાદરવા શુદ ૧૧
( દાન એકાદશી )
સં ૧૯૮૪
અમદાવાદ.

લલ્લુભાઈ છગનલાલ દેસાઈના

જયશ્રીકૃષ્ણ

# પ્રસ્તાવના.

શ્રીહરિરાયજીકૃત બૃહત્ શિક્ષાપત્ર અર્થાત્ બડે શિક્ષાપત્ર નામનો ગ્રન્થ સર્વ વૈષ્ણવોની જાણુપર લાંબા સમયથી આવેલો છે એ ગ્રન્થ ભગવદ્વાર્ત્તામાં અતિશય ઉપયોગી છે. કારણ કે એ ગ્રન્થમાં શ્રીપુષ્ટિમાર્ગના સર્વ સિદ્ધાન્તો વેદ, શાસ્ત્ર. પુરાણ, વગેરેનાં પ્રમાણ સહિત દર્શાવવામા આવ્યા છે, એ સિદ્ધાન્ત પણ એવી સરલ ભાષામા તેમજ સચોટ દૃષ્ટાન્તથી સમજાવવામા આવ્યા છે કે તેથી વિદ્વજ્જનો તેમજ સામાન્ય બુદ્ધિના વૈષ્ણવવર્ગને રસ પડયા વિના રહે નહિ શ્રીહરિરાયજી શિક્ષાપત્રમાં સરલ, મૃદુ તથા રસિક ભાષાનો ઉપયોગ કરે છે અને પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રમેયની દૃષ્ટિથી પ્રકટ કરે છે. શ્રીહરિરાયજી જાણે પોતાના ઘરમા આવતા અન્તરંગ ભગવદીયોને બોધ ન કરતા હોય એવુ પ્રત્યેક પત્રના શ્લોકો વાચતા માલમ પડી આવે છે આ શિક્ષાપત્રના ૪૧ પત્રમાંથી ગમે તે કોઇ પત્ર વાંચો તો પણ પુષ્ટિમાર્ગીય ભાવાત્મક માર્ગની છાપ વાંચકના મન પર પડયા વિના રહેશે નહિ, અને તેથીજ ગ્રન્થનુ નામ શિક્ષાપત્ર અર્થાત્ 'શિક્ષણ આપે એવા પત્રો' એમ સર્વ પ્રકારે યોગ્યજ છે જો કે શ્રી હરિરાયજીનો ઉદ્દેશ પ્રચલિત દન્તકથા પ્રમાણે પોતાના નાના ભાઇ શ્રીગોપેશ્વરજીના ગૃહભંગના તીવ્ર દુ ખમા શિક્ષાપત્ર મોકલી આપી આશ્વાસન આપવાનો હતો અને ખરેખર, શ્રીગોપેશ્વરજીએ ગૃહભંગના દુ ખમાં જ્યારે એ પત્રોમાના પ્રથમ પત્રનું મનન કર્યું, અર્થાત્ પોતે પ્રપંચનું વિસ્મરણ કરી ભગવત્સેવામા આસકત થયા. એજ પ્રકારે આધુનિક જીવોપર સાંસારિક—પ્રાપંચિક દુ ખો વારવાર આવી પડે છે, એમા આશ્ચર્ય નથી તેવા સમયમા પણ વૈષ્ણવો પણ જો શ્રીહરિરાયજીના શિક્ષાપત્રોનું મનન કરે તો નિશ્ચય પોતાનુ દુ ખ ભૂલે અને પ્રભુસેવામાં તત્પર થઇ રહે, એમાં સંશય નથી. શ્રીગોપેશ્વરજીને આ પત્રોથી આશ્વાસન મલ્યુ એટલુંજ નહિ પણ પોતે એ શિક્ષાપત્રોના સંસ્કૃત શ્લોક પર વ્રજભાષામાં વિવેચન કરી સર્વ વૈષ્ણવ સૃષ્ટિને લાભ આપ્યો છે. લાંબા સમયથી શ્રી હરિરાયજીના શિક્ષાપત્રો, ચોરાશી વૈષ્ણવોની વાર્તા, ૨૫૨ વૈષ્ણવોની વાર્ત્તા સાથે ભગવદ્વાર્ત્તા તરીકે, વૈષ્ણવ મંડલીઓમાં વંચાય છે. વૈષ્ણવસમાજમા શિક્ષાપત્રની લિખિત પ્રત માલમ પડયા વિના રહેતી નથી એજ આ ગ્રન્થ એવો અમૂલ્ય અને પ્રિય થઇ પડયો છે તેનો પુરાવો છે. શ્રીહરિરાયજીના ૪૧ શિક્ષાપત્રો છે, તેમાં ૪૬૪ સંસ્કૃત શ્લોક છે પ્રત્યેક શ્લોકના ભાવાર્થ તથા એનાં રહસ્ય ઉપર લંબાણથી વિવેચન શ્રીગોપેશ્વરજીએ વ્રજ ભાષામાં કર્યું છે મૂળ સંસ્કૃત શ્લોક તથા વ્રજભાષા ટીકાની આવૃત્તિનુ મુદ્રણ શ્રીમદ્ શ્રીનૃસિંહલાલજી મહારાજે શ્રીસુબોધિનીસભાદ્વરા કરાવ્યુ છે આધુનિક સમયમાં વૈષ્ણવૃન્દનો ઘણો ભાગ સંસ્કૃત તથા વ્રજભાષા સમજી શકતો નથી, એવા વૈષ્ણવો મૂલ સંસ્કૃત શ્લોક તથા વ્રજભાષાનું વિવેચન સમજી શકે એના ઉદ્દેશથી ગુર્જરી ભાષામા અનુવાદ કરવામા આવ્યો છે પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજવામા શ્રીહરિરાયજીના ગ્રન્થોનુ નિયમપૂર્વક પર્યાલોચન થવુ જોઇએ એટલુંજ નહિ પણ શ્રીહરિરાયજીના ગ્રન્થથી જિજ્ઞાસુઓએ પ્રારમ્ભ કરવો જોઇએ એ સરલ માર્ગ છે. આવો પ્રચલિત મત મ્હને તો સત્ય લાગે છે

ગ્રન્થના કર્તા શ્રીહરિરાયજીનુ જીવનચરિત્ર તથા વિવેચન કરનાર શ્રીગોપેશ્વરનુ જીવનચરિત્ર તૈયાર કરવાના સાધનો પ્રાપ્ત થતા નથી શ્રીહરિરાયજી જેવા પવિત્ર મહાનુભાવી ગોસ્વામિશ્રીનુ સંપૂર્ણ જીવનચરિત્ર લખાય તો આપણને અલભ્ય લાભ થાય આ સ્થિતિમા વે શા સ શાસ્ત્રીજી મગનલાલ ગણપતરામ એમ એ, ડેક્કન કોલેજના સંસ્કૃતના પ્રોફેસર સાહેબ તરફથી મ્હને શ્રીહરિરાયજીના જીવનચરિત્રની રૂપરેખાના સમ્બન્ધમા જે કઇ હકીકત પ્રાપ્ત થઇ તે માટે હુ તેમનો સર્વથા આભારી છુ.

આ અનુવાદના ઉત્તેજક રા રા મૂલચન્દ તુલસીદાસ તેલીવાળા બી એ એલ્ એલ બી, વકીલ તથા પ્રકાશક રા રા લલ્લુભાઇ દેસાઇને ધન્યવાદ ઘટે છે

નાગરવાડે દહેરાની ખડકી

ભરૂચ

ચૈત્ર કૃષ્ણ એકાદશી, સંવત ૧૯૭૮

લી દાસાનુદાસ,

**સુન્દરલાલ માણલાલ.**

બી એ એલ્ એલ્. બી. વકીલના

# ઉપોદ્‌ઘાત

## (૧) આ શિક્ષાપત્રો કેમ લખાયા ?

એક સમય શ્રીહરિરાયજી પરદેશ પધાર્યા હતા. ત્યારે એમના નાના ભાઇ શ્રીગોપેશ્વરજી ઘરમાં વહુજીસહિત ભગવત્સેવા કરવામાં નિમગ્ન હતા. એવી આખ્યાયિકા પ્રચલિત છે કે શ્રીગોપેશ્વરજીનાં વહુજી થોડાક સમયમાં લીલામાં પધારશે એમ શ્રીહરિરાયજીએ પ્રથમથી જાણ્યું. શ્રીગોપેશ્વરજી ગૃહલગ્નની લીક વેદનારૂપી લૌકિક દુઃખથી ભગવત્સેવાથી બહિર્મુખ થશે અને તેમ થાય તે યોગ્ય નહિ એમ સમજી શ્રીહરિરાયજીએ એક પછી એક શિક્ષાના પત્રો શ્રીગોપેશ્વરજી ઉપર પરદેશથી મોકલવા માંડ્યા. શ્રીગોપેશ્વરજી તો એ પત્ર વાંચતાજ નહિ. ભગવત્સેવા ક્યાં કરવા જેવા પત્રો આવે કે તુરતજ ગોખમાં નાખી મૂકતા. આખરે શ્રીગોપેશ્વરજીનાં વહુજી લીલામાં પધાર્યાં અને શ્રીહરિરાયજી ધારતા હતા તેમ શ્રીગોપેશ્વરજીનું ચિત્ત ભગવત્સેવામાં ન રહ્યું ત્યારે એક સેવક વૈષ્ણવ હરજીવનદાસને શ્રીગોપેશ્વરજીએ તુરત પૂછ્યું કે શ્રીહરિરાયજીના પત્રો આવે છે કે કેમ ? ત્યારે હરજીવનદાસે ગોખમાં રાખેલા પત્રો કાઢ્યા તેમાંથી શ્રીગોપેશ્વરજીએ એક પત્ર કાઢ્યો તે પ્રથમ પત્ર નીકળ્યો. એ પ્રથમ શિક્ષાપત્ર વાંચતાં જ શ્રીગોપેશ્વરજીના ચિત્તને આશ્વાસન મળ્યું, લૌકિક દુઃખ ભૂલ્યા અને પ્રભુની સેવામાં તત્પર થયા એમ પોતે ૪૧ પત્રો શ્રીહરિરાયજીના આવ્યા હતા તે વાંચ્યા, તેનું મનન કર્યું વ્રજભાષામાં પ્રત્યેક પત્રના પ્રત્યેક શ્લોક ઉપર વિવેચન કર્યું. શ્રીહરિરાયજી પ્રત્યેક પત્રના પ્રારમ્ભમાં પુષ્ટિમાર્ગીય સમ્પ્રદાયનું ગૂઢ રહસ્ય સમજાવે છે અને અન્તના શ્લોકમાં ક્વચિત્ પોતાના પર સમ્બન્ધી અંગત બાબતો લખે છે. શ્રીહરિરાયજીએ ૪૧ શિક્ષાપત્રો પરદેશથી શ્રીગોપેશ્વરજીને મોકલ્યા પણ જ્યારે એમને માલમ પડ્યું કે શ્રીગોપેશ્વરજીતો એક પણ પત્ર વાંચતા નથી ત્યારે ૪૧ પત્રો લખી વધુ પત્રો લખવાનું બંધ કર્યું જો વધુ પત્રો લખ્યા હોત તો તેમાંથી આપણને પણ વધુ જાણવાનું મળત. આ આખ્યાયિકા કેટલેક અંશે સત્ય હશે પણ ખરી. છતાં એટલું તો સિદ્ધ થાય છે કે શ્રીગોસ્વામિ બાલકો પરદેશથી સંસ્કૃત ભાષાના ગૃહકાજના પ્રસંગમાં પત્રો મોકલતા અને તેમાં શિક્ષા-બોધદાયક વચનામૃતો લખતા.

## (૨) શિક્ષાપત્રમાંથી પ્રાપ્ત થતો સંક્ષિપ્ત ઉપદેશ—

આ ગ્રન્થમાં પ્રત્યેક સ્થલે દૈન્યભાવ, નિઃસાધનતા શ્રીવલ્લભાધીશના ચરણકમલનો દૃઢ આશ્રય શરણ ભાવના તથા નિવેદનનું અનુસન્ધાન-વારંવાર ઉપદેશેલાં છે. શ્રીહરિરાયજી આ શિક્ષાપત્રો લખતાં લખતાં ભગવદ્વિપ્રયોગરૂપી અગ્નિમાં એવા તો નિમગ્ન થઇ જાય છે કે પોતે વિપ્રયોગનાજ ઉદ્ગારો કાઢવા લાગે છે ચાળીસમા શિક્ષાપત્ર લખતાં લખતાં પોતે કહે છે કે ક્યાં છે તે વ્રજભૂમિ ! ક્યાં છે તે કૃષ્ણદાસવર્ય ગોવર્ધન પર્વત ! ક્યાં છે તે શ્રીયમુનાજીના નિકુંજો ! વ્રજભક્તોને આકર્ષતા તે વેણુરવો ક્યાં છે ! ક્યાં છે તે લીલાધર કૃષ્ણ ! ક્યાં છે તે વેણુરવનું શ્રવણ કરનારા પક્ષીઓ ! ક્યાં છે તે શ્રીયમુનાજીની રમણરેતી ! ઇત્યાદિ વચનો પ્રણિધાનને અર્થે શ્રીહરિરાયજીની કેવી તીવ્ર આર્તિ હતી તે સિદ્ધ કરે છે શ્રીહરિરાયજી પોતે વિપ્રયોગનો-તાપક્લેશનો અનુભવ કરતા પ્રભુનો વિપ્રયોગ એ પરમ ફલ છે એમ પણ પોતે ઉપદેશ કરે છે કલિકાલમાં શ્રીવલ્લભાચાર્યજીના અનન્ય તદીયો દુર્લભ છે સર્વત્ર દુઃસંગ તથા અન્યાશ્રય બાધક થઇ પડે છે જીવોનો બધો સમય કેવલ ઉદરપોષણ કરવામાંજ ગાળ્યો જાય છે એ જોઇને પોતે ખિન્ન થઇ ઉપદેશ કરે છે કે.— અર્થાત્—તદીયો કેવલ ઉદરપોષણમાં જ તત્પર થઇ રહે છે તે યોગ્ય નથી શું કૃપાનિધિ પ્રભુ નિજ સેવકોનું ઉદરપોષણ નહિ કરશે ! આ શ્લોકમાં પોતે ઉપદેશ કરે છે કે હે જીવો તમારા ઉદર પોષણ સમ્બન્ધી ચિન્તા ના કરો પ્રભુ નિજસેવકોનું ઉદરપોષણ તો કરશે જ કરશે ! આમ પ્રભુમાં અતિ વિશ્વાસ રાખવાનું કહે છે વળી પોતે કહે છે કે આ કરાલ કાળ આવી પહોંચ્યો છે કે જેણે સજ્જનોની

સર્વ મતિ પણ હરી લીધી છે, આ સ્થિતિમાં શ્રીવલ્લભાચાર્યજીના આશ્રિત જીવોએ કાલના પણ કાલ એવા શ્રીવ્રજાધીશને શરણ જવું' આ પ્રકારે પોતે કલિકાલમા શક્ય એવા શરણમાર્ગનો ઉપદેશ કરે છે. વળી પોતે કહે છે કે 'ભક્તિમાર્ગમા પ્રભુકૃપા એજ પરમ કારણ છે.' સ્વકીયોનું–સ્વકીય-નિજ ભક્તોનું ઐહિક તેમજ પારલૌકિક પ્રભુજ કરતા આવ્યા છે, કરે છે તથા કરશે એમાં સશય નથી, છતા પણ જીવ નિજદોષથી પ્રયત્ન કરે છે એ અજ્ઞાનની પણ પ્રભુ ક્ષમા આપે છે ( જુઓ શિક્ષાપત્ર ૨૬–૧ ) આમા ભક્તના લૌકિક તથા પારલૌકિક કાર્યો પણ પ્રભુ સિદ્ધ કરશે એવો દૃઢ વિશ્વાસ પોતે ઉપદેશે છે વિષયાદિકનો અનાદર કરવો ઇન્દ્રિયરૂપ અશ્વનો નિગ્રહ કરવો, સમર્પણનુ અનુસન્ધાન કરવુ, દુસગ તથા અન્યાશ્રયનો ત્યાગ કરવો, તથા સત્સંગ કરવો એમ સ્થલે સ્થલે પ્રતિપાદન કરે છે. ભગવદ્દભાવરૂપી નિધિનું સરક્ષણ કરવા લૌકિક દુસગ તથા અન્યાશ્રયનો ત્યાગ કરવાનું કહે છે ભગવદ્દભાવરૂપી અગ્નિને લૌકિક દુઃસગરૂપ વા અન્યાશ્રયરૂપ જલનો સમ્બન્ધ થાય તો તે અગ્નિ શાન્ત થઈ જાય છે -અર્થાત્ તે ભગવદીય બહિર્મુખ થાય છે. તેથી દુસગથી બચવા કેવા પ્રકારના ભગવદીયનો સત્સગ કરવો. તેના ગુણ તથા દોષનું વિવેચન પોતે કરે છે એવા તદીયો જો દુર્લભ હોય તો શ્રીભાગવતનુ સેવન કરવાનો ઉપદેશ કરે છે. તેમજ શ્રીઆચાર્યજી, શ્રીગુસાંઇજી તથા શ્રીગોકુલનાથજીના ગ્રન્થોનુ પરિશીલન કરવાનું કહે છે. પ્રભુ રસરૂપ છે, એ રસ દ્વિવિધ છે સયોગરસ તથા વિપ્રયોગરસ સેવાસમય સયોગરસનો અનુભવ કરવો તથા અનોસરમા વિપ્રયોગનો અનુભવ કરવો. જેમ વ્રજભક્તોને ગોચારણસમય પ્રભુના તીવ્ર વિપ્રયોગનો અનુભવ થતો તેમ વિરહભાવના કરવાનું પોતે ખિન્ન પામે છે લૌકિક કાર્યોમા અતિશય વ્યાવૃત્ત ન થવુ એવી વ્યાવૃત્તિમા પણ ચિત્ત શ્રીહરિને વિષે રાખવાનું કહે છે અર્થાત્ ભગવાનથી બહિર્મુખ ન થવાય કોઈ પણ પ્રકારે ભગવત્સબન્ધ સાચવી રખાય તેને માટે સાવધાન થવાનો ઉપદેશ કરે છે વળી પોતે કહે છે કે પ્રભુની પાસે લૌકિક કાર્યની સિદ્ધિને માટે પ્રાર્થના ન કરવી કારણ કે પ્રભુ તો સસારના વૈરી હોઇ લૌકિકમાં નિજ ભક્તોનું ચિત્ત આસક્ત થવા દેશે નહિ. નિજભક્તોને સસારમાથી નિવૃત્ત કરવા એમનું લૌકિક કાર્ય તો પ્રભુ સિદ્ધ કરશે નહિ આથી અતિશય લૌકિકાસક્તિ પ્રભુને રુચતી નથી એમ સમજી વૈષ્ણવે લૌકિકમા આસક્ત થવુ નહિ અશક્ય કાર્યમા વા સુશક્ય કાર્યમા સુખમા વા દુઃખમાં, ભગવદિચ્છાનુંજ અવલમ્બન કરવુ. પ્રભુને વિષે શુદ્ધ ભાવ રાખવો અષ્ટાક્ષરમન્ત્રનો જપ કરવો વૈષ્ણવોનું સમાધાન કરવુ પ્રભુપપ્રત્તિ તથા શ્રીવલ્લભાધીશના ચરણકમલનો દૃઢ આશ્રય કરવો. આ ઉપદેશ આપણને શિક્ષાપત્ર તેમજ એમના અન્ય ગ્રન્થો વાચતા પ્રાપ્ત થાય છે

### ૩ શ્રીહરિરાયજીનુ જીવનચરિત્ર:—

સંવત્ ૧૬૪૭–૧૭૬૭ શ્રીહરિરાયજી શ્રીવલ્લભાચાર્યજીથી પાંચમી પેઢીએ પ્રકટ થયા. શ્રીવલ્લભાધીશના દ્વિતીયકુમાર શ્રીવિઠ્ઠલનાથજી થયા. તેમના તૃતીય લાલજી શ્રીગોવિન્દરાયજી થયા, તેમને ત્યાં શ્રીકલ્યાણજી થયા અને શ્રીકલ્યાણજીના સૂનુ–પુત્ર શ્રીહરિરાયજી થયા, આ પ્રકારે વશપરપરાથી સેવારસ તથા કથારસનો અવિચ્છિન્ન પ્રવાહ શ્રીહરિરાયજીને વિષે સિદ્ધ થયો હતો, એટલુ જ નહિ પણ શ્રીહરિરાયજીને બ્રહ્મસમ્બન્ધ પણ શ્રીગુસાંઇજીના ચતુર્થલાલજી વયોવૃદ્ધ તથા મહાનુભાવી શ્રીગોકુલનાથજીદ્વારા થયુ હતું શ્રીગોવિન્દરાયજીનો વશ અન્ય લાલજીના વંશ કરતાં ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો હતો અને તેથી શ્રીહરિરાયજીને સમ્પ્રદાયના ધુરન્ધર વિદ્વાન વયોવૃદ્ધ તેમજ ભાવનિમગ્ન એવા ચતુર્થ રાજકુમાર શ્રીગોકુલનાથજી દ્વારા બ્રહ્મસમ્બન્ધ પામવાનો લાભ પ્રાપ્ત થયો હતો શ્રીગોકુલનાથજી એક વિરલ મહાનુભાવી, ભગવદ્દભાવનિમગ્ન તેમજ શ્રીઆચાર્યજી તથા શ્રીગુસાંઇજીના ગ્રન્થોનું નિરન્તર પરિશીલન કરતા એવા ગોસ્વામીશ્રી હતા ( જુઓ, શ્રીગોકુલેશજીનુ જીવનચરિત્ર ) અને એમના સમ્બન્ધમા આવેલા તત્કાલીન શ્રીહરિરાયજીપર એમની છાયા હોય એ સંભવિત છે. શ્રીહરિ-

હરિરાયજીના હૃદય એટલા તો ઉદાર હતાં કે નીચ વા ઉચ્ચનો ભેદ રાખ્યા વિના સર્વને ભજનાનન્દનો અનુભવ કરવાનો અધિકાર પોતે આપ્યો. એ ભજનાનન્દના રસિક ભક્તો બ્રાહ્મણ વા અન્ય ત્રૈવિર્ણકથી ઉતરતા નથી-એમ તેઓશ્રી માનતા શ્રીહરિરાયજીની દીનતા તો એટલી બધી હતી કે પોતાના ગ્રન્થની ઇતિશ્રીમા इतिश्रीहरिदासविरचितम्' એમ પોતે હરિના દાસ એવુ નામ ધારણ કરે છે, શ્રીહરિરાયજીના જીવનના ત્રણ ભાગ થઇ શકે એમ છે એક ભાગમાં પોતે કેવલ ભગવત્સેવા કરી છે. બીજા ભાગમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, તથા શ્રીગોકુલનાથજીકૃત ગ્રન્થોનું પર્યાલોચન કર્યું અને એ ગ્રન્થો પર ટીકા કરી કેટલાક સ્વતન્ત્ર ગ્રન્થો પણ લખ્યા અને ત્રીજા ભાગમા નિદિધ્યાસન' વા શ્રીવ્રજાધીશના વિપ્રયોગમા નિમગ્ન થઇ રહ્યા

---

## અનુક્રમણિકા.

રાયજીના મનમાં જે અતિશય પ્રેમાસક્તિ માલૂમ પડે છે તેનું આ પણ એક કારણ હોઈ શકે. શ્રીહરિરાયજીનો પ્રાદુર્ભાવ સંવત્ ૧૬૪૭ ના ભાદરવા માસના કૃષ્ણપક્ષની પંચમીને દિવસે થયો હતો, એઓશ્રી લગભગ ૧૨ વર્ષ ભૂતલપર બિરાજ્યા એવો મત પ્રચલિત છે આ મત માનવો સત્ય હોવો જોઈએ કારણ કે શ્રીહરિરાયજીનું જીવન અતિશય સરલ હતું. ઉચ્ચ ભગવદ્ભાવના, ભગવદ્વિપ્રયોગા-ગ્નિમાં પોતે નિમગ્ન હતા. એમની બેઠકો પણ નગર તથા ગામની બહાર લૌકિક વાતાવરણ જ્યાં ન કરે એવા સ્થાન પર જળાશય પાસે આવેલી છે, હાલ એમની સાત બેઠક પ્રગટ થાય છે ( જુઓ "વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૧ લો.") ૧ શ્રીગોકુલમાં, ૨ શ્રીનાથદ્વારામાં, ૩ જેસલમેરમાં આવેલી છે ૪ ગુજરાતમાં સાવલી ગામમાં ૫ ડાકોરમાં અને ૬ જંબુસરમાં છે ૭ મી મેવાડમાં શ્રીનાથદ્વારાથી થોડેક દૂર ખીમનોર નામના ગામ નજીક આવી છે શ્રીહરિરાયજીના સમયમાંજ શ્રીગો-વર્ધનનાથજીને વ્રજમાંથી શ્રીનાથદ્વારમાં—મેવાડમાં યવનોના ઉપદ્રવને લીધે પધરાવેલા જણાય છે પોતે એક ગ્રન્થમાં યવનના ઉપદ્રવનો નિર્દેશ કરે છે, તે ઉપદ્રવ મોગલ બાદશાહનો વ્રજમાં થયો હોય એમ માલૂમ પડે છે વળી પોતે વ્રજમાં બિરાજતા શ્રી ગોવર્ધનધર એવા દૃઢ નામનો ઉપયોગ વારંવાર કરે છે તેથી એમની પૂર્વ વયમાં શ્રીગોવર્ધનનાથજી વ્રજમાં બિરાજતા અને એમની ઉત્તરાવસ્થામાં શ્રીનાથદ્વારામાં બિરાજતા

(૪) શ્રીપુરૂષોત્તમજી શ્રીહરિરાયજીના સમકાલીન હતા.

શ્રીહરિરાયજીની ઉત્તરાવસ્થા તે શ્રીપુરૂષોત્તમજીની પૂર્વ અવસ્થા હતી શ્રીહરિરાયજીમાં ભગવદ્વિરહની ભાવના એવી તો તીવ્ર થઈ રહેલી હતી કે એમનું દર્શન થતાં જ જીવને સાક્ષાત્ શ્રીગોવર્ધનધરણના દર્શનનો અનુભવ થઈ જતો. એમ કહેવાય છે કે શ્રીગોવર્ધનનાથજી–શ્રીનાથજી જો પોતાને સ્વલ્પ પણ શ્રમ થયો હોય તો તે શ્રીહરિરાયજીને જણાવતા (નિવેદિત કરતા) શ્રીહરિરાયજી વૃદ્ધાવસ્થામાં ખિમનોર બિરાજતા. તે(સમય [illegible] પણ તરુણ એવા શ્રીગોસ્વામી શ્રીપુરૂષોત્તમજી શ્રીનાથદ્વાર પધાર્યા ત્યારે ઉષ્ણકાલનો સમય હતો તેથી શ્રીનાથજીને શ્રીવ્રજના નિયમાનુસાર મોજડીઓ ધરી શકાય એમ નહતું. પરન્તુ શ્રીપુરૂષોત્તમજી જે પ્રથમ જ શ્રીજીને સેવા શિંગાર કરવા પધાર્યા હતા તેમણે પણ ભાવમાં મર્યાદાથી ભયનેથી મોજડીઓ શ્રીજીને ધરવા દેવા તે સમયના તિલકાયિતશ્રીને આગ્રહ કર્યો. તિલકાયિતશ્રીએ મોજડીઓ રાજભોગપર્યન્ત ધરવા દેવાની આજ્ઞા આપી. પરન્તુ શ્રીપુરૂષોત્તમજીએ મર્યાદાથી હારી મોજડીઓ રાજભોગ પછી પણ ઉત્થાપન પર્યન્ત ધરી રાખવા મુખ્ય પરિચારકને સમજાવ્યા અને તેમ થયું સુકુમાર શ્રીનાથજીને આટલા લાંબા સમય સુધી મોજડી ધરાવવાથી પરિશ્રમ પડશે એવો વિચાર આચાર્યચિત્ત શ્રીગોસ્વામીને ન આવ્યો. તેથી શ્રીનાથજીએ થોડેક દૂર ખિમનોરમાં બિરાજતા અને માનસ સેવાદ્વારા પ્રભુનો સાક્ષાત્કાર-અનુભવ કરતા શ્રીહરિરાયજીને આ વાત જણાવી. શ્રીહરિરાયજી પોતે પ્રભુને પરિશ્રમ ન પડે તેને માટે સ્વારી સદા તૈયાર રાખતા. શ્રીહરિરાયજીએ અશ્વારૂઢ થઈ સત્વર ત્યાં પધારી મોજડીઓ વિજય કરી. શ્રીપુરૂષોત્તમજીમાં અગાધ પાંડિત્ય હતું, છતાં શ્રીનાથજી એમનાં શ્રીહરિરાયજીના જેવી સાનુભાવતા જણાવતા ન હતા શ્રીજી આખ્યાયિકા એવી છે કે શ્રીહરિરાયજી રહસ્ય સમજતા તેમજ મર્મ જાણતા એક સમય શ્રીપુરૂષોત્તમજીને શ્રીસુબોધિનીજી ઉપર પ્રકાશ લખતાં સંદેહ પડ્યો અને તેથી પોતે ખિન્ન થયા. એમને ખિન્ન થયેલા જોઈ એક વૃદ્ધ બાઈએ પૂછ્યું 'આપ આજ ખિન્ન કેમ છો ?' શ્રીપુરૂષોત્તમજી એનું કારણ જણાવ્યું એટલે તે વૃદ્ધબાઈએ કહ્યું 'જો આપની મહેર હોય તો શ્રીહરિરાયજી પાસે જઉં ? ભગવ કહું છું તે હું આપને નિવેદિત કરું.' તે નિવેદનથી શ્રીપુરૂષોત્તમજીનો સંદેહ નિવૃત્ત થયો અને પોતે એ બાઈને ધન્યવાદ આપ્યો શ્રીહરિરાયજીએ ૧૨ વર્ષ જેવા દીર્ઘાયુષ પર્યન્ત ભૂતલપર બિરાજી શુદ્ધ પુષ્ટિનું દાન સ્વમાર્ગીય જીવોને કર્યું શ્રીહરિરાયજીની કૃપાથી અનેક વૈષ્ણવોને મહાપ્રભુનું જ્ઞાન થયું શ્રીગોકુલનાથજી તથા

હરિરાયજીના હૃદય એટલા તો 'ઉદાર હતાં કે નીચ વા ઉચ્ચનો ભેદ રાખ્યા વિના સર્વને ભજનાનન્દનો અનુભવ કરવાનો અધિકાર પોતે આપ્યો. એ ભજનાનન્દના રસિક ભક્તો બ્રાહ્મણ વા અન્ય ત્રૈવિર્ણકથી ઉતરતા નથી-એમ તેઓશ્રી માનતા શ્રીહરિરાયજીની દીનતા તો એટલી બધી હતી કે પોતાના ગ્રન્થની ઇતિશ્રીમા ઇતિશ્રીહરિદાસવિરચિતમ્' એમ પોતે હરિના દાસ એવુ નામ ધારણ કરે છે, શ્રીહરિરાયજીના જીવનના ત્રણ ભાગ થઇ શકે એમ છે. એક ભાગમાં પોતે કેવલ ભગવત્સેવા કરી છે. બીજા ભાગમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાઇજી, તથા શ્રીગોકુલનાથજીકૃત ગ્રન્થોનું પર્યાલોચન કર્યું અને એ ગ્રન્થો પર ટીકા કરી કેટલાક સ્વતન્ત્ર ગ્રન્થો પણ લખ્યા અને ત્રીજા ભાગમા નિદિધ્યાસન' વા શ્રીવ્રજાધીશના વિપ્રયોગમાં નિમગ્ન થઇ રહ્યા

---

# અનુક્રમણિકા.

---

॥ श्रीकृष्णाय नमः ॥



॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥ श्रीगुसांइजी परमदयालवे नमः ॥

अथ श्रीहरिरायजीविरचित

# ॥ बृहत् शिक्षापत्र ॥

## શિક્ષાપત્ર ૧ લું.

**મૂલમ્ઃ**—सदोद्विग्नमनाः कृष्णदर्शने क्लिष्टमानसः ।
लौकिकं वैदिकं चापि कार्यं कुर्वन्ननास्थया ॥१॥
निरुद्धवचनो वाक्यमावश्यकमुदाहरन् ।
मनसा भावयेन्नित्यं लीलाः सर्वाः क्रमागताः ॥२॥

**શબ્દાર્થઃ**—જેનું મન નિરન્તર (અહન્તા મમતાના અસદ્ ( દુષ્ટ ) આગ્રહથી ) ઉદ્વેગ યુક્ત–ગ્લાનિ યુક્ત છે, જેનું મન શ્રીકૃષ્ણના દર્શન નિમિત્ત કલેશ યુક્ત ( ક્યારે મને પ્રભુનાં દર્શન થશે એમ આર્ત્તિવાળુ ) હોય છે, જે લૌકિક તથા વૈદિક કાર્ય પણ અના-સ્થાથી–કોઇ પણ જાતની આસ્થા રાખ્યા વિના ( કેવલ લોકમાં દેખાડવાને માટે જ, લૌકિક અપકીર્તિ દૂર કરવાને જ )–કરે છે, તથા જે વચનને નિયમમા રાખે છે, અને જે આ-વશ્યક ( જરૂર હોય એટલા જ ) વાકયોનો ઉચ્ચાર કરે છે એવા વૈષ્ણવે ક્રમપ્રાપ્ત પ્રભુની સર્વ લીલાની નિત્ય ભાવના કરવી. ( ૧–૨ )

अनास्थया –લૌકિક વૈદિક કાર્યો લોકમા દેખાડવાને જ કરવા એમાં ચિત્તની અતિઆસકિત વૈષ્ણવે થવા ન દેવી. શ્રીમહાપ્રભુજી પુષ્ટિભકતોનુ લક્ષણ આપતા કહે છે કે–" वैदिकत्वं लौकिकत्वं कापट्यात्तेषु नान्यथा । वैष्णवत्वं हि सहजं ततोऽन्यत्र विपर्यय " અર્થ– તે પુષ્ટ ભકતોમા લૌકિ-કત્વ તથા વૈદિકત્વ ( વૈદિકત્વ કાર્યો કરવાપણુ ) કપટથી લોકમાં બતાવવાને અર્થેજ હોય છે કેવલ વૈષ્ણવપણુ એમનામાં સહજ (કુદરતી ) હોય છે એ વૈષ્ણવત્વ વિના અન્ય સર્વનોવિપર્યય છે ' अनास्थया–લૌકિક વૈદિક કાર્યો ફલાશા ત્યજી કરવા એમઅર્થ ' શબ્દાર્થમાં ' ( કવચિત થાય છે પણ ઉપરનો અર્થ લેવો યોગ્ય છે

વિવેચન.—અહન્તા—હું કંઈક છું એવું અભિમાન—અને મમતા—આ લૌકિક વસ્તુઓ મ્હારી છે એવું અભિમાન—આ બન્ને આગ્રહ, દુષ્ટ છે એ અહન્તા મમતાનો આગ્રહ મનને લૌકિક વૈદિક કાર્યમાં આસક્ત કરી પ્રભુનું વિસ્મરણ કરાવે છે આમ લૌકિક વૈદિક કાર્યોમાં ચિત્તને આસક્ત થવા દઈને તથા એ કાર્યોની અસિદ્ધિમાં ક્લેશ યુક્ત ચિત્તથી શ્રી કૃષ્ણના દર્શનાર્થે જઈએ તો આપણું (જીવોનું) ક્લિષ્ટ મુખ જોઈ, આનન્દરૂપ પ્રભુ ઉદાસીન થઈ જાય છે તેથી સાંસારિક કાર્યો સિદ્ધ ન થાય વા બગડી જાય તો પણ મનમાં ક્લેશ ન કરવો. લૌકિક વૈદિક કાર્યોને મનમાં તુચ્છ ગણવાં. પ્રભુની સેવા સમ્બન્ધી કાર્યો સિદ્ધ થાય તેમાં જ પ્રસન્ન રહેવું અને કદાપિ સેવા ન થાય તો મનમાં ક્લેશ રાખવો કે હું કેવો દુષ્ટ છું કે મ્હારાથી આજે પ્રભુની સેવા ન થઈ શકી ? પુષ્ટિમાર્ગની એવી રીત છે કે, વ્રજભક્તો જે રીતે શ્રી ઠાકોરજીની સેવા કરતા તે પ્રમાણે પ્રભુની સેવા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે કરવી. વ્રજભક્તો શ્રી ઠાકોરજીના સંયોગમાં સેવા કરતા તથા શ્રી ઠાકોરજીના વિપ્રયોગમાં ( જ્યારે શ્રી ઠાકોરજી ગોચારણને અર્થે વનમાં પધારતા ત્યારે ) વેણુગીત, યુગલગીતમાં વર્ણવેલી પ્રભુની લીલાનું ગાન કરતા, ચિન્તન કરતા, તથા શ્રી ઠાકોરજી જ્યારે સન્ધ્યાસમય વનમાંથી વ્રજમાં પાછા ફરતા ત્યારે આનન્દથી એમનું (પ્રભુનું) દર્શન કરતા હતા. તેજ પ્રકારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ પ્રભુની સેવાના સમયમાં સંયોગરસનો અનુભવ કરવો તથા અનોસરમાં શ્રી ઠાકોરજી સંબન્ધી ક્લેશ કરવો—વિયોગાર્તિ કરવી, શ્રી ઠાકોરજીના મુખારવિન્દનું ધ્યાન કરવું, તથા પ્રભુની લીલાનું ગાન કરવું સેવા સમય ફલાત્મક પુરુષોત્તમ શ્રી કૃષ્ણનું કથન અતિ આતુરતાથી કરવું પછી ગૃહસ્થાશ્રમના ધર્મો—લૌકિક કાર્યો—લોકમાં અપકીર્તિ દૂર કરવા આચરવા, અને વૈદિક કાર્યો વૈદિક મર્યાદા પાળવા કરવા. પરન્તુ લૌકિક વૈદિકમાં મન આસક્ત ન થવા દેવું મન એક શ્રી કૃષ્ણમાં જ રાખવું સૂતકાદિ યોગ સમય મંદિરની સેવા ન થઈ શકે ત્યારે ભાવથી માનસી સેવા કરવી—એમ મર્યાદા છે, કારણકે સૂતકીથી મંદિર છીવાઈ જાય છે (૧)

સાર એ છે કે જ્યારે જ્યારે સેવા દર્શનાદિક ન બને ત્યારે પ્રભુના વિયોગથી આર્ત રહેવું પ્રભુનું ચિન્તન, સ્મરણાદિક કરવા ચૂકવું નહિ. લૌકિક વૈદિક ધર્મોમાં મનને એવું મગ્ન ન થવા દેવું કે જેથી શ્રીકૃષ્ણનું વિસ્મરણ થાય શ્રીકૃષ્ણસેવા સર્વથી પ્રધાન છે અને અન્ય સર્વ—સ્ત્રી પુત્ર ગૃહ વિત્ત, આદિ લૌકિક વૈદિક કાર્યાદિક—શ્રીકૃષ્ણસેવાના અંગ છે શ્રીકૃષ્ણસેવા મુખ્ય છે લૌકિક વૈદિક ધર્મો ગૌણ છે

આપણા વચનનો નિરોધ કરવો એટલે આવશ્યક વચનનો જ ઉચ્ચાર કરવો. વિના કાર્ય અતિશય બોલવું નહિ મુખ્ય સિદ્ધાન્ત તો એ છે કે ભગવત્સમ્બન્ધ વિના સર્વથા ન બોલવું, પરન્તુ લૌકિક વૈદિક કાર્યાર્થે ગૃહસ્થાશ્રમમાં બોલ્યા વિના ચાલી શકે નહિ તેથી આવશ્યક વચનો જ બોલવાં એ વાણીનો નિરોધ કહેવાય તો મુખરતા દોષ ન થાય. બહુ બોલવાથી ભગવદ્ભાવ હૃદયમાં સ્થિર રહેતો નથી, વાણીદ્વારા બહાર જતો રહે છે ભગવદ્ધર્મની આવી સૂક્ષ્મગતિ છે, તેથી ભગવત્પ્રસંગ વિનાના અન્ય સર્વપ્રસંગોમાં વાણીનો નિરોધ કરવો.

અનેક સ્થળે ભટકવું એ મનનો ધર્મ છે ભગવાન વિના અન્ય સર્વ સ્થાને ભ્રમણ કરતાં મનને શ્રી ઠાકોરજીની અનેક પ્રકારની અપાર લીલામાં ક્રમાનુસાર આસક્ત કરવું, મનનો વેગ વાયુના વેગ કરતાં અધિક છે કોટિ ઉપાયથી પણ રોક્યું રોકાતું નથી.

સ્કન્દપુરાણ તથા રામાયણમાં દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છે:—મહાદેવજીનાં સ્ત્રી સતી પાર્વતીએ મહાદેવજીનું કહ્યું ન માન્યું, અને શ્રી રામચન્દ્રજીની પરીક્ષા કરવા જાનકીજીનું સ્વરૂપ ધારણ કર્યું. ભગવદ્ભકત મહાદેવજીએ આ વાત જાણતાં જ સતીનો ત્યાગ કર્યો. પછી સતી પોતાના પિતા દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં ભસ્મ થઇ હિમાચલના ગૃહમાં પ્રકટ થયાં. ત્યાં તેમણે અનેક તપશ્ચર્યા કરી તો પણ શ્રી મહાદેવજી પ્રસન્ન થયા નહિ ત્યારે શ્રી ઠાકોરજીએ ભકત મહાદેવજીને આજ્ઞા કરી કે 'તમે પાર્વતીનો અંગીકાર કરો. ત્યારે જ મહાદેવજીએ પાર્વતીનું પાણિગ્રહણ કર્યું પછી પાર્વતીએ ભગવાનની લીલા જાણવાની ઇચ્છા દર્શાવી ત્યારે જ મહાદેવજી પ્રસન્ન થયા." આ દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે કે જે વૈષ્ણવ હોય છે તે લૌકિક વિષયને અર્થે સ્ત્રીપર પ્રસન્ન થતા નથી, પણ ભગવત્સેવામાં સ્ત્રી અનુકૂળ થઇ સહાય આપે તો જ તેનાપર (સેવા નિમિત્તે) અનુરાગ રાખે છે.

તેજ પ્રકારે પુત્ર, બન્ધુ, આપ્ત, ઇત્યાદિક સર્વ દૈહિક સમ્બન્ધીઓ જો ભગવત્સેવામાં અનુકૂલતા આપી શ્રીઠાકોરજીના સુખમા વૃદ્ધિ કરતા હોય તોજ તેમના પર અનુરાગ-સ્નેહ રાખવો શ્રીમહાપ્રભુજી કહે છે કે —" पुत्रे कृष्णप्रिये रतिः " તેજ પુત્રપર રતિ-પ્રપ્રતિ-સ્નેહ રાખવો કે જે શ્રીકૃષ્ણને પ્રિય વસ્તુ ગણે છે " (૪)

**मूलम्:—प्रातिकूल्ये यथा त्यागः प्रभ्वसम्बन्धिवस्तुनः ।**
**धनेषु निःस्पृहः सेवोपयोगित्वेन रक्षणम् ॥ ५ ॥**

**શબ્દાર્થ:**—જેમ શ્રી ઠાકોરજીના વિનિયોગમાં નહિ આવે એવી વસ્તુનો ત્યાગ ઉચિત છે (તેમ ભાર્યાદિક જો સેવામા પ્રાતકૂલ હોય તો તેમનો ત્યાગ યોગ્ય છે) ધનમા ઇચ્છા ન રાખવી, પરન્તુ ધન હોય તો સેવા સારી રીતે થઇ શકે છે—એમ સેવામાં ધન ઉપયોગી છે તેથી તનું રક્ષણ કરવુ જોઇએ (૫)

**વિવેચન:**—જે વસ્તુ પ્રભુ સમ્બન્ધી નથી તેનો પુષ્ટિમાર્ગમા ત્યાગ યોગ્ય છે, તેથી ભાર્યાદિક જો, ભગવત્સેવામાં પ્રતિકૂલ હોય તો એમનો ત્યાગ કરવો એ યોગ્ય છે. એ સ્ત્રીમાં અનુરાગ-સ્નેહ ન રાખવો. પ્રભુ સમ્બન્ધથી રહિત એવા ભાર્યાદિકના મનને ભગવદ્ભાવ પ્રતિ દોરવું શ્રી ઠાકોરજીનો સ્પર્શ સર્વ કોઇ જીવને ન કરાવવો પણ જેને શ્રી આચાર્યજીના કુલદ્વારા પુષ્ટિમાર્ગમા નામનિવેદન થયું છે, અથવા જે મર્યાદિ છે તેને શ્રી ઠાકોરજીનો સ્પર્શ કરવા દેવો. જે (વૈષ્ણવ) મર્યાદી નથી પણ સેવક છે તેની પાસે બહારની (ઉપરઉપરની) સેવા કરાવવી પ્રતિબન્ધ કરનારનો શીઘ્ર ત્યાગ કરવો. ધનમા આસકિત ન રાખવી. નિ.સ્પૃહ થઇ ધનની રક્ષા કરવી. જો હૃદયમા પૂર્ણ વૈરાગ્ય દૃઢ થયો હોય તો ધનને રક્ષવું નહિ પણ જો પૂર્ણ વૈરાગ્ય દૃઢ ન થાય તો ધનની રક્ષા સ્વસુખને અર્થે નહિ પણ ધન પ્રભુનું છે, પ્રભુ સેવામાં એનો વિનિયોગ કરવાનો છે, તેથી એની રક્ષા કરવીજ જોઇએ. જો ધનની રક્ષા આ કરાલ કલિકાલમા થાય નહિ તો જીવનું ધૈર્ય જતુ રહે છે, જીવને દુ.ખ થાય છે, અને એનું ચિત્ત ભગવત્સેવામાં આસકત થતું નથી. તેથી ભગવત્સેવા તથા ભગવદુત્સવાદિકમાં ધનનો ઉપયોગ થાય એ ઉદ્દેશથી ધન રક્ષવુ લૌકિકમા ધનનો વ્યય ન કરવો ભગવાનના ઉત્સવાદિકમા, ભગવત્સેવામા, વલ્લભકુલમાં તથા વૈષ્ણવોમા જે રીતે ભગવદ્ભાવ વૃદ્ધિ પામે તે રીતે ધનનો વ્યય કરવો. ભગવત્સેવાર્થે તેમજ (વૈષ્ણવોમા) ભગવદ્ભાવની વૃદ્ધિને

આપણા દેહથી બને તેટલી તો અન્ય પાસે નજ કરાવવી. (ભગવત્સેવામાં) આલસ્ય કરવાથી લૌકિક આવેશ થાય છે સેવામાં આલસ્ય ન કરતાં જો આપણે આપણી કાયાથી શ્રીઠાકોરજીની સેવા કરીએ તો તો શરીર, ઇન્દ્રિય, મન ઇત્યાદિ સર્વ શ્રી ઠાકોરજીની સન્મુખ થઇ ભગવત્સમ્બન્ધથી બહિર્મુખ થતાં અટકે છે તેથી અવશ્ય આપણા શરીરથી નિયમ સહિત ભગવત્સેવા કરવી 'આટલી સેવા કર્યા પછી જ લૌકિક વૈદિક કાર્ય ખાનપાનાદિ હું કરીશ' એવો નિયમ રાખવો. જેમ ખાનપાનમાં પ્રીતિનો નિયમ છે એટલે કે ખાનપાન કર્યા વિના ચાલતું નથી તેમ ભગવત્સેવા પણ પ્રીતિથી નિયમ પૂર્વક કરવી. વૈષ્ણવે એટલું નિશ્ચય સમજવું કે 'મ્હારો ધર્મ કેવલ ખાનપાનાદિ કરવાનો નથી. મ્હારો મુખ્ય ધર્મ તો ભગવત્સેવા છે, કારણ કે હું ભગવાનનો દાસ કોઇ ભગવત્સેવા વિના રહું એ કેમ સમ્ભવે?'

બ્રહ્મસમ્બન્ધનો મન્ત્ર લેતી વખતે વૈષ્ણવ પ્રભુને પોતાનું સર્વસ્વ સમર્પણ કરે છે. દેહ ઇન્દ્રિય, પ્રાણ અન્તઃકરણ તેમના ધર્મો સ્ત્રી પુત્ર ગૃહ, આપ્ત. વિત્ત. આલોક તથા પરલોક તથા પોતાનો આત્મા—એ સર્વ ભગવાનને સમર્પવામાં આવે છે અને જીવ પ્રભુશ્રીકૃષ્ણનો દાસ થઇ રહેવાની પ્રતિજ્ઞા કરે છે એ પ્રતિજ્ઞાનુસાર જીવે પોતાનો દેહ ભગવત્સેવાર્થે વિનિયોજવો. જો પોતાના દેહથી ભગવત્સેવા ન કરે અને અન્ય પાસે કરાવે તો પ્રતિજ્ઞાનો ભગ થાય છે તેથી નિયમપૂર્વક સ્વશરીરથીજ ભગવત્સેવા કરવી એમ બતાવ્યું. હવે એ સેવામાં મનને વિનિયોજવા મનનો નિરોધ કરવો એમ કહે છે,

લૌકિક વૈદિક અનેક સ્થલે ભટકતાં મનનો નિરોધ કરી ભગવત્સેવા કરવી. જો મન લૌકિક વૈદિકમાં વ્યગ્ર થાય તો સેવામાં શ્રદ્ધા ન્યૂન થાય છે, તેથી મનનો નિરોધ કરવો. સેવા સમય પી કાર્ય વિના બોલવુંજ નહિ. લૌકિક વાણી બોલવાથી મુખરતા દોષ ઉદ્ભવે છે અને તેથી ભગવત્સેવામાં ભગવદ્ભાવરૂપી રસનું તિરોધાન થાય છે તે ભગવત્સેવા સમયે મિથ્યા વાણી તથા ક્રિયાનો નિરોધ કરવો. ભગવત્સેવાસમય લૌકિક વૈદિક કાર્ય આવે તો પણ તે સર્વથા ન કરવું એ પ્રકારે મન, વાણી તથા ક્રિયા એમ ત્રણે રીતે લૌકિક વૈદિકમાંથી નિરોધ–પૂર્વક ભગવત્સેવા કરવી.દૈહિક, લૌકિક, વૈદિક કર્મ બહુ છે જો આ સંસારમાં રહીએ અને એ કર્મો ન આચરીએ તો સંસારમાં અપકીર્તિ થાય છે સંસારમાં એમ અપકીર્તિ થવાથી ભગવત્સેવામાં ઉદ્વેગ થાય છે, તેથી એ ભગવત્સેવામાં પ્રતિબન્ધરૂપ અપકીર્તિ દૂર કરવાને જ લૌકિક, વૈદિક કાર્યો પણ શ્રી ઠાકોરજીની સેવામાં પહોંચીને અનોસરમાં આસક્તિ રાખ્યા વિના કરવાં. એ લૌકિક વૈદિક કાર્યો વૈષ્ણવે એમાં તલ્લીન થઇને કરવાનાં નથી, કેવલ લોકમાં બતાવવાને માટેજ અનોસરમાં (સેવા થઇ રહ્યા પછી) કરવાનાં છે (અનોસરમાં) પ્રભુને અંગીકાર યોગ્ય વસ્ત્ર સામગ્રી તૈયાર કરવાં. પાકાદિક સામગ્રીની રક્ષાર્થે અને શ્રી ઠાકોરજીની સેવા કરવાને અર્થેજ સર્વ કાર્ય કરવાનાં છે એ પ્રમાણે સેવા કરવાથી પ્રભુ અનુભવ કરાવે છે (૩)

અન્ય અવસરમાં—અનોસરમાં—સેવા પછીના સમયમાં લૌકિક વૈદિક કર્મ યથાયોગ્ય કરવાં એમ કહ્યા પછી સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ કરવો કે નહિ? અને જો કરવો તો શા માટે કરવો? તે બતાવે છે

જો ભગવત્સેવામાં સ્ત્રીની સહાય હોય તો સેવા સારી રીતે થઇ શકે તેથી જો સ્ત્રી ભગવત્સેવાર્થે અનુકૂલ હોય તો જ તેનાપર અનુરાગ—સ્નેહ રાખવો. પોતાના વિષયાદિક સિદ્ધ કરવા વૈષ્ણવે સર્વથા સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ ન કરવો. આ સિદ્ધાન્તને અનુકૂલ

સ્કન્દપુરાણ તથા રામાયણમાં દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છે:–મહાદેવજીનાં શ્રી સતી પાર્વતીએ મહાદેવજીનું કહ્યું ન માન્યું, અને શ્રી રામચન્દ્રજીની પરીક્ષા કરવા જાનકીજીનું સ્વરૂપ ધારણ કર્યું. ભગવદ્ભકત મહાદેવજીએ આ વાત જાણતાં જ સતીનો ત્યાગ કર્યો. પછી સતી પોતાના પિતા દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં ભસ્મ થઇ હિમાચલના ગૃહમાં પ્રકટ થયાં. ત્યાં તેમણે અનેક તપશ્ચર્યા કરી તો પણ શ્રી મહાદેવજી પ્રસન્ન થયા નહિ ત્યારે શ્રી ઠાકોરજીએ ભક્ત મહાદેવજીને આજ્ઞા કરી કે 'તમે પાર્વતીનો અંગીકાર કરો. ત્યારે જ મહાદેવજીએ પાર્વતીનું પાણિગ્રહણ કર્યું પછી પાર્વતીએ ભગવાનની લીલા જાણવાની ઇચ્છા દર્શાવી ત્યારે જ મહાદેવજી પ્રસન્ન થયા." આં દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે કે જે વૈષ્ણવ હોય છે તે લૌકિક વિષયને અર્થે સ્ત્રીપર પ્રસન્ન થતા નથી, પણ ભગવત્સેવામાં સ્ત્રી અનુકૂળ થઇ સહાય આપે તો જ તેનાપર ( સેવા નિમિત્તે ) અનુરાગ રાખે છે.

તેજ પ્રકારે પુત્ર, બન્ધુ, આપ્ત, ઇત્યાદિક સર્વ દૈહિક સમ્બન્ધીઓ જો ભગવત્સેવામાં અનુકૂલતા આપી શ્રીઠાકોરજીના સુખમા વૃદ્ધિ કરતા હોય તોજ તેમના પર અનુરાગ–સ્નેહ રાખવો શ્રીમહાપ્રભુજી કહે છે કે:–" पुत्रे कृष्णप्रिये रतिः. " તેજ પુત્રપર રતિ–પ્રપ્રતિ–સ્નેહ રાખવો કે જે શ્રીકૃષ્ણને પ્રિય વસ્તુ ગણે છે " (૪)

**मूलम्:–प्रातिकूल्ये यथा त्यागः प्रभ्वसम्बन्धिवस्तुनः ।**

**धनेषु निःस्पृहः सेवोपयोगित्वेन रक्षणम् ॥ ५ ॥**

**શબ્દાર્થ.**—જેમ શ્રી ઠાકોરજીના વિનિયોગમા નહિ આવે એવી વસ્તુનો ત્યાગ ઉચિત છે ( તેમ ભાર્યાદિક જો સેવામા પ્રાતકૂલ હોય તો તેમનો ત્યાગ યોગ્ય છે ) ધનમા ઇચ્છા ન રાખવી, પરન્તુ ધન હોય તો સેવા સારી રીતે થઇ શકે છે–એમ સેવામાં ધન ઉપયોગી છે તેથી તેનું રક્ષણ કરવું જોઈએ (૫)

**વિવેચન:**—જે વસ્તુ પ્રભુ સમ્બન્ધી નથી તેનો પુષ્ટિમાર્ગમા ત્યાગ યોગ્ય છે, તેથી ભાર્યાદિક જો ભગવત્સેવામાં પ્રતિકૂલ હોય તો એમનો ત્યાગ કરવો એ યોગ્ય છે. એ સ્ત્રીમાં અનુરાગ–સ્નેહ ન રાખવો. પ્રભુ સમ્બન્ધથી રહિત એવા ભાર્યાદિકના મનને ભગવદ્ભાવ પ્રતિ દોરવું. શ્રી ઠાકોરજીનો સ્પર્શ સર્વ કોઇ જીવને ન કરાવવો પણ જેને શ્રી આચાર્યજીના કુલદ્વારા પુષ્ટિમાર્ગમાં નામનિવેદન થયું છે, અથવા જે મર્યાદિ છે તેને શ્રી ઠાકોરજીનો સ્પર્શ કરવા દેવો. જે (વૈષ્ણવ) મર્યાદી નથી પણ સેવક છે તેની પાસે બહારની (ઉપરઉપરની) સેવા કરાવવી પ્રતિબન્ધ કરનારનો શીઘ્ર ત્યાગ કરવો. ધનમા આસક્તિ ન રાખવી, નિઃસ્પૃહ થઇ ધનની રક્ષા કરવી જો હૃદયમા પૂર્ણ વૈરાગ્ય દૃઢ થયો હોય તો ધનને રક્ષવું નહિ પણ જો પૂર્ણ વૈરાગ્ય દૃઢ ન થાય તો ધનની રક્ષા સ્વસુખને અર્થે નહિ પણ ધન પ્રભુનું છે, પ્રભુ સેવામાં એનો વિનિયોગ કરવાનો છે, તેથી એની રક્ષા કરવીજ જોઈએ. જો ધનની રક્ષા આ કરાલ કલિકાલમાં થાય નહિ તો જીવનું ધૈર્ય જતુ રહે છે, જીવને દુ:ખ થાય છે, અને એનું ચિત્ત ભગવત્સેવામાં આસક્ત થતું નથી. તેથી ભગવત્સેવા તથા ભગવદુત્સવાદિકમાં ધનનો ઉપયોગ થાય એ ઉદ્દેશથી ધન રક્ષવું. લૌકિકમા ધનનો વ્યય ન કરવો. ભગવાનના ઉત્સવાદિકમાં, ભગવત્સેવામા, વલ્લભકુલમાં તથા વૈષ્ણવોમા જે રીતે ભગવદ્ભાવ વૃદ્ધિ પામે તે રીતે ધનનો વ્યય કરવો. ભગવત્સેવાર્થે તેમજ (વૈષ્ણવોમાં) ભગવદ્ભાવની વૃદ્ધિ

આપણા દેહથી બને તેટલી તો અન્ય પાસે નજ કરાવવી. ( ભગવત્સેવામાં ) આલસ્ય કરવાથી લૌકિક આવેશ થાય છે સેવામાં આલસ્ય ન કરતાં જો આપણે આપણી કાયાથી શ્રીઠાકોરજીની સેવા કરીએ તો તો શરીર, ઇન્દ્રિય, મન ઇત્યાદિ સર્વ શ્રી ઠાકોરજીની સન્મુખ થઈ ભગવત્સમ્બન્ધથી બહિર્મુખ થતાં અટકે છે તેથી અવશ્ય આપણા શરીરથી નિયમ સહિત ભગવત્સેવા કરવી 'આટલી સેવા કર્યા પછી જ લૌકિક વૈદિક કાર્ય ખાનપાનાદિ હું કરીશ ' એવો નિયમ રાખવો. જેમ ખાનપાનમાં પ્રીતિનો નિયમ છે એટલે કે ખાનપાન કર્યા વિના ચાલતું નથી તેમ ભગવત્સેવા પણ પ્રીતિથી નિયમ પૂર્વક કરવી. વૈષ્ણવે એટલું નિશ્ચય સમજવું કે 'મ્હારો ધર્મ કેવલ ખાનપાનાદિ કરવાનો નથી. મ્હારો મુખ્ય ધર્મ તો ભગવત્સેવા છે, કારણ કે હું ભગવાનનો દાસ હોઈ ભગવત્સેવા વિના રહું એ કેમ સમ્ભવે ?'

બ્રહ્મસમ્બન્ધનો મંત્ર લેતી વખતે વૈષ્ણવ પ્રભુને પોતાનું સર્વસ્વ સમર્પણ કરે છે. દેહ, ઇન્દ્રિય, પ્રાણ અન્તઃકરણ તેમના ધર્મો, સ્ત્રી પુત્ર ગૃહ, આપ્ત વિત્ત, આલોક તથા પરલોક તથા પોતાનો આત્મા—એ સર્વે ભગવાનને સમર્પવામાં આવે છે. અને જીવ પ્રભુશ્રીકૃષ્ણનો દાસ થઈ રહેવાની પ્રતિજ્ઞા કરે છે એ પ્રતિજ્ઞાનુસાર જીવે પોતાનો દેહ ભગવત્સેવાર્થે વિનિયોજવો. જો પોતાના દેહથી ભગવત્સેવા ન કરે અને અન્ય પાસે કરાવે તો પ્રતિજ્ઞાનો ભંગ થાય છે તેથી નિયમપૂર્વક સ્વશરીરથીજ ભગવત્સેવા કરવી એમ જણાવ્યું. હવે એ સેવામાં મનને વિનિયોજવા મનનો નિરોધ કરવો એમ કહે છે.

લૌકિક વૈદિક અનેક સ્થલે ભટકતાં મનનો નિરોધ કરી ભગવત્સેવા કરવી. (જો મન લૌકિક વૈદિકમાં વ્યગ્ર થાય તો સેવામાં શ્રદ્ધા ન્યૂન થાય છે, તેથી મનનો નિરોધ કરવો. સેવા સમ્બન્ધી કાર્ય વિના બોલવુંજ નહિ. લૌકિક વાણી બોલવાથી મુખરતા દોષ ઉદ્ભવે છે અને તેથી ભગવત્સેવામાં ભગવદ્ભાવરૂપી રસનું તિરોધાન થાય છે તે ભગવત્સેવા સમયે મિથ્યા વાણી તથા ક્રિયાનો નિરોધ કરવો. ભગવત્સેવાસમય લૌકિક વૈદિક કાર્ય આવે તો પણ તે સર્વથા ન કરવું એ પ્રકારે મન, વાણી તથા ક્રિયા એમ ત્રણે રીતે લૌકિક વૈદિકમાંથી નિરોધ-પૂર્વક ભગવત્સેવા કરવી.દૈહિક, લૌકિક, વૈદિક કર્મ બહુ છે જો આ સંસારમાં રહીએ અને એ કર્મો ન આચરીએ તો સંસારમાં અપકીર્તિ થાય છે સંસારમાં એમ અપકીર્તિ થવાથી ભગવત્સેવામાં ઉદ્વેગ થાય છે, તેથી એ ભગવત્સેવામાં પ્રતિબન્ધરૂપ અપકીર્તિ દૂર કરવાને જ લૌકિક, વૈદિક કાર્યો પણ શ્રી ઠાકોરજીની સેવામાં પહોંચીને અનોસરમાં આસક્તિ સમ્બન્ધ વિના કરવા. એ લૌકિક વૈદિક કાર્યો વૈષ્ણવે એમાં તલ્લીન થઈને કરવાનાં નથી, કેવલ લોકમાં બતાવવાને માટેજ અનોસરમાં ( સેવા થઈ રહ્યા પછી ) કરવાનાં છે (અનોસરમાં) પ્રભુને અંગીકાર યોગ્ય વસ્ત્ર સામગ્રી તૈયાર કરવી. પાકાદિક સામગ્રીની રક્ષાર્થે અને શ્રી ઠાકોરજીની સેવા કરવાને અર્થેજ સર્વ કાર્ય કરવાનાં છે. એ પ્રમાણે સેવા કરવાથી પ્રભુ અનુભવ કરાવે છે (૩)

અન્ય અવસરમાં—અનોસરમાં—સેવા પછીના સમયમાં લૌકિક, દૈહિક કર્મ યથાયોગ્ય કરવાં એમ કહ્યા પછી સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ કરવો કે નહિ ? અને જો કરવો તો શા માટે કરવો ? તે બતાવે છે

જો ભગવત્સેવામાં સ્ત્રીની સહાય હોય તો સેવા સારી રીતે થઈ શકે તેથી જો સ્ત્રી ભગવત્સેવાર્થે અનુકૂલ હોય તો જ તેનાપર અનુરાગ—સ્નેહ રાખવો. પોતાના વિષયાદિક સિદ્ધ કરવા વૈષ્ણવે સર્વથા સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ ન કરવો. આ સિદ્ધાન્તને અનુકૂલ

સ્કન્દપુરાણ તથા રામાયણમાં દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છેઃ–મહાદેવજીના શ્રી સતી પાર્વતીએ મહાદેવજીનું કહ્યું ન માન્યું, અને શ્રી રામચન્દ્રજીની પરીક્ષા કરવા જાનકીજીનું સ્વરૂપ ધારણ કર્યું. ભગવદ્ભકત મહાદેવજીએ આ વાત જાણતાં જ સતીનો ત્યાગ કર્યો. પછી સતી પોતાના પિતા દક્ષ પ્રજાપતિના યગમાં ભસ્મ થઇ હિમાચલના ગૃહમાં પ્રકટ થયાં. ત્યાં તેમણે અનેક તપશ્ચર્યા કરી તો પણ શ્રી મહાદેવજી પ્રસન્ન થયા નહિ ત્યારે શ્રી ઠાકોરજીએ ભકત મહાદેવજીને આજ્ઞા કરી કે 'તમે પાર્વતીનો અંગીકાર કરો. ત્યારે જ મહાદેવજીએ પાર્વતીનું પાણિગ્રહણ કર્યું. પછી પાર્વતીએ ભગવાનની લીલા જાણવાની ઇચ્છા દર્શાવી ત્યારે જ મહાદેવજી પ્રસન્ન થયા." આ દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે કે જે વૈષ્ણવ હોય છે તે લૌકિક વિષયને અર્થે સ્રીપર પ્રસન્ન થતા નથી, પણ ભગવત્સેવામાં સ્રી અનુકૂળ થઇ સહાય આપે તો જ તેનાપર ( સેવા નિમિત્તે ) અનુરાગ રાખે છે.

તેજ પ્રકારે પુત્ર, બન્ધુ, આપ્ત, ઇત્યાદિક સર્વ દૈહિક સમ્બન્ધીઓ જે ભગવત્સેવામાં અનુકૂલતા આપી શ્રીઠાકોરજીના સુખમાં વૃદ્ધિ કરતા હોય તોજ તેમના પર અનુરાગ–સ્નેહ રાખવો. શ્રીમહાપ્રભુજી કહે છે કે–" पुत्रे कृष्णप्रिये रतिः " તેજ પુત્રપર રતિ–પ્રપ્રતિ–સ્નેહ રાખવો કે જે શ્રીકૃષ્ણને પ્રિય વસ્તુ ગણે છે " (૪)

**मूलम्ः–प्रातिकूल्ये यथा त्यागः प्रभ्वसम्बन्धिवस्तुनः ।**
**धनेषु निःस्पृहः सेवोपयोगित्वेन रक्षणम् ॥ ५ ॥**

**શબ્દાર્થ:**—જેમ શ્રી ઠાકોરજીના વિનિયોગમાં નહિ આવે એવી વસ્તુનો ત્યાગ ઉચિત છે ( તેમ ભાર્યાદિક જો સેવામાં પ્રાતકૂલ હોય તો તેમનો ત્યાગ યોગ્ય છે. ) ધનમાં ઇચ્છા ન રાખવી, પરન્તુ ધન હોય તો સેવા સારી રીતે થઇ શકે છે–એમ સેવામાં ધન ઉપયોગી છે તેથી તેનું રક્ષણ કરવું જોઇએ. (૫)

**વિવેચનઃ**—જે વસ્તુ પ્રભુ સમ્બન્ધી નથી તેનો પુષ્ટિમાર્ગમા ત્યાગ યોગ્ય છે. તેથી ભાર્યાદિક જો ભગવત્સેવામાં પ્રતિકૂલ હોય તો એમનો ત્યાગ કરવો એ યોગ્ય છે. એ સ્રીમાં અનુરાગ–સ્નેહ ન રાખવો. પ્રભુ સમ્બન્ધથી રહિત એવા ભાર્યાદિકના મનને ભગવદ્ભાવ પ્રતિ દોરવું. શ્રી ઠાકોરજીનો સ્પર્શ સર્વ કોઇ જીવને ન કરાવવો પણ જેને શ્રી આચાર્યજીના કુલદ્વારા પુષ્ટિમાર્ગમાં નામનિવેદન થયું છે, અથવા જે મર્યાદિ છે તેને શ્રી ઠાકોરજીનો સ્પર્શ કરવા દેવો. જે (વૈષ્ણવ) મર્યાદી નથી પણ સેવક છે તેની પાસે બહારની (ઉપરઉપરની) સેવા કરાવવી પ્રતિબન્ધ કરનારનો શીઘ્ર ત્યાગ કરવો. ધનમાં આસક્તિ ન રાખવી. નિઃસ્પૃહ થઇ ધનની રક્ષા કરવી. જો હૃદયમાં પૂર્ણ વૈરાગ્ય દૃઢ થયો હોય તો ધનને રક્ષવું નહિ પણ જો પૂર્ણ વૈરાગ્ય દૃઢ ન થાય તો ધનની રક્ષા સ્વસુખને અર્થે નહિ પણ ધન પ્રભુનું છે, પ્રભુ સેવામાં એનો વિનિયોગ કરવાનો છે, તેથી એની રક્ષા કરવીજ જોઇએ. જો ધનની રક્ષા આ કરાલ કલિકાલમાં થાય નહિ તો જીવનું ધૈર્ય જતુ રહે છે, જીવને દુઃખ થાય છે, અને એનું ચિત્ત ભગવત્સેવામા આસકત થતું નથી. તેથી ભગવત્સેવા તથા ભગવદુત્સવાદિકમાં ધનનો ઉપયોગ થાય એ ઉદ્દેશથી ધન રક્ષવું. લૌકિકમા ધનનો વ્યય ન કરવે ભગવાનના ઉત્સવાદિકમા, ભગવત્સેવામાં, વલ્લભકુલમાં તથા વૈષ્ણવોમાં જે રીતે પ્રભુ પામે તે રીતે ધનનો વ્યય કરવો. ભગવત્સેવાર્થે તેમજ (વૈષ્ણવોમાં) ભ

આપણા દેહથી બને તેટલી તો અન્ય પાસે ન જ કરાવવી. (ભગવત્સેવામાં) આલસ્ય કરવાથી લૌકિક આવેશ થાય છે સેવામાં આલસ્ય ન કરતા જો આપણે આપણી કાયાથી શ્રીઠાકોરજીની સેવા કરીએ તો તો શરીર, ઇન્દ્રિય, મન ઇત્યાદિ સર્વ શ્રી ઠાકોરજીની સન્મુખ થઇ ભગવત્સમ્બન્ધથી બહિર્મુખ થતાં અટકે છે તેથી અવશ્ય આપણા શરીરથી નિયમ સહિત ભગવત્સેવા કરવી 'આટલી સેવા કર્યા પછી જ લૌકિક વૈદિક કાર્ય ખાનપાનાદિ હું કરીશ' એવો નિયમ રાખવો. જેમ ખાનપાનમાં પ્રીતિનો નિયમ છે એટલે કે ખાનપાન કર્યા વિના ચાલતું નથી તેમ ભગવત્સેવા પણ પ્રીતિથી નિયમ પૂર્વક કરવી. વૈષ્ણવે એટલું નિશ્ચય સમજવું કે 'મ્હારો ધર્મ કેવલ ખાનપાનાદિ કરવાનો નથી. મ્હારો મુખ્ય ધર્મ તો ભગવત્સેવા છે, કારણ કે હું ભગવાનનો દાસ હોઇ ભગવત્સેવા વિના રહું એ કેમ સમ્ભવે?'

બ્રહ્મસમ્બન્ધનો મન્ત્ર લેતી વખતે વૈષ્ણવ પ્રભુને પોતાનું સર્વસ્વ સમર્પણ કરે છે. દેહ ઇન્દ્રિય, પ્રાણ અન્તઃકરણ તેમના ધર્મો, સ્ત્રી, પુત્ર, ગૃહ, આપ્ત વિત્ત. આલોક તથા પરલોક તથા પોતાનો આત્મા—એ સર્વ ભગવાનને સમર્પવામાં આવે છે અને જીવ પ્રભુશ્રીકૃષ્ણનો દાસ થઇ રહેવાની પ્રતિજ્ઞા કરે છે એ પ્રતિજ્ઞાનુસાર જીવે પોતાનો દેહ ભગવત્સેવામેં વિનિયોજવો. જો પોતાના દેહથી ભગવત્સેવા ન કરે અને અન્ય પાસે કરાવે તો પ્રતિજ્ઞાનો ભંગ થાય છે તેથી નિયમપૂર્વક સ્વશરીરથીજ ભગવત્સેવા કરવી એમ બતાવ્યું. હવે એ સેવામાં મનને વિનિયોજવા મનનો નિરોધ કરવો એમ કહે છે

લૌકિક વૈદિક અનેક સ્થલે ભટકતાં મનનો નિરોધ કરી ભગવત્સેવા કરવી. જો મન લૌકિક વૈદિકમાં વ્યગ્ર થાય તો સેવામાં શ્રદ્ધા ન્યૂન થાય છે, તેથી મનનો નિરોધ કરવો. સેવા સમ્બન્ધી કાર્ય વિના બોલવુંજ નહિ લૌકિક વાણી બોલવાથી મુખરતા દોષ ઉદ્ભવે છે અને તેથી ભગવત્સેવામાં ભગવદ્ભાવરૂપી રસનું વિરોધાન થાય છે તે ભગવત્સેવા સમયે મિથ્યા વાણી તથા ક્રિયાનો નિરોધ કરવો. ભગવત્સેવાસમય લૌકિક વૈદિક કાર્ય આવે તો પણ તે સર્વથા ન કરવુ એ પ્રકારે મન, વાણી તથા ક્રિયા એમ ત્રણે રીતે લૌકિક વૈદિકમાંથી નિરોધ-પૂર્વક ભગવત્સેવા કરવી.લૌકિક, લૌકિક, વૈદિક કર્મ બહુ છે જો આ સંસારમાં રહીએ અને એ કર્મો આચરીએ તો સંસારમાં અપકીર્તિ થાય છે સંસારમાં એમ અપકીર્તિ થવાથી ભગવત્સેવામાં ઉદ્વેગ થાય છે, તેથી એ ભગવત્સેવામાં પ્રતિબન્ધરૂપ અપકીર્તિ દૂર કરવાને જ લૌકિક, વૈદિક કાર્યો પણ શ્રી ઠાકોરજીની સેવામાં પહોંચીને અનોસરમાં આસક્તિ રાખ્યા વિના કરવાં. એ લૌકિક વૈદિક કાર્યો વૈષ્ણવે એમાં તલ્લીન થઇને કરવાનાં નથી, કેવલ લોકમાં બતાવવાને માટેજ અનોસરમાં (સેવા થઇ રહ્યા પછી) કરવાનાં છે (અનોસરમાં પ્રભુને અંગીકાર યોગ્ય વસ્ત્ર સામગ્રી તૈયાર કરવાં. પાકાદિક સામગ્રીની રક્ષાર્થે અને શ્રી ઠાકોરજીની સેવા કરવાને અર્થેજ સર્વ કાર્ય કરવાનાં છે એ પ્રમાણે સેવા કરવાથી પ્રભુ અનુભવ કરાવે છે (૩)

અન્ય અવસરમાં—અનોસરમાં—સેવા પછીના સમયમાં લૌકિક વૈદિક કર્મ યથાયોગ્ય કરવાં એમ કહ્યા પછી સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ કરવો કે નહિ? અને જો કરવો તો શા માટે કરવો? તે બતાવે છે

જો ભગવત્સેવામાં સ્ત્રીની સહાય હોય તો સેવા સારી રીતે થઇ શકે તેથી જો સ્ત્રી ભગવત્સેવાર્થે અનુકૂલ હોય તો જ તેનાપર અનુરાગ—સ્નેહ રાખવો. પોતાના નિયમાદિક સિદ્ધ કરવા વૈષ્ણવે સર્વથા સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ ન કરવો. આ સિદ્ધાન્તને અનુકૂલ

કઇ લીલા ભકતોના સંગમાં કરતા હશે ? ' એમ વિચાર કરવો. ' હું કેવો દુષ્ટ છું કે મને પ્રભુનાં દર્શન થતાં નથી' એમ વિકલ થવું. શ્રી ગુસાંઇજીના વચનનું અનુસન્ધાન રાખવું કેઃ–
"चित्तेन दुष्टो वचसापि दुष्टः कायेन दुष्टः क्रियया च दुष्टः ज्ञानेन दुष्टो भजनेन दुष्टो ममापराधः कतिधा विचार्यः "—અર્થઃ–હું ચિત્તથી દુષ્ટ, કાયાથી દુષ્ટ, ક્રિયાથી દુષ્ટ, જ્ઞાનથી દુષ્ટ, ભજનથી દુષ્ટ–એમ સર્વ પ્રકારે દુષ્ટ છું. મ્હારો અપરાધ કેટલા પ્રકારે વિચારશો ! ' એ પ્રકારે મન્દિરમાં દીનતાથી વિયોગાનુભવ કરવો. એમ કરતાં કરતાં સેવાનો સમય થાય કે તરત જ સ્નાન કરી શીઘ્ર પુષ્ટિમાર્ગની રીતિ પ્રમાણે અસ્પર્શમાં મન્દિરે જઇ શ્રી ઠાકોરજીના આનન્દમય, રસાત્મક શ્રીમુખ તથા શ્રી અંગનાં આનન્દપૂર્ણ દર્શનથી સકલ વિરહને દૂર કરવો. જેમ વ્રજભકતો શ્રીનન્દરાયજીને ઘેર આવી ભાવથી શ્રીઠાકોરજીનાં દર્શન કરતા તેમ ભાવપૂર્વક દર્શન કરવાં. એ વ્રજભક્તોના ભાવનું સ્મરણ કરવું. એમ કરવાથી વ્રજભકતોની કૃપા થઇ ભાવનું દાન થાય છે. (૭)

**મૂલમ્ઃ–स्पर्शस्तत्रैव भावेन सर्वास्तत्रैव तत्क्रियाः ।**
**भावात्मनोह्यनुभवः सर्वो भावेन नान्यथा ॥ ८ ॥**

**શબ્દાર્થ.**—ભગવત્સ્વરૂપનો સ્પર્શ ભાવથી જ કરવો. ભગવત્ સ્વરૂપમાં સર્વ દેહ સમ્બન્ધી ક્રિયા પણ ભાવથી જ કરવી, કારણ કે ભાવાત્માનો સર્વ અનુભવ ભાવથી થાય છે અન્ય પ્રકારે થતો નથી. (૮)

અત્યાર સુધી નેત્રેન્દ્રિયને સુખદાયક દર્શનનો પ્રકાર કહ્યો અને તે પછી સ્નાન કરી સેવામાં સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ કરવો એ પ્રકાર હવે બતાવે છે.

**વિવેચન**—પ્રથમ મંગલાથી પરવારી શ્રી ઠાકોરજીને સ્નાન અભ્યંગ કરાવવું અને અંગવસ્ત્ર કરી ઋતુ અનુસાર વાગા વસ્ત્ર ધરાવવા એ પ્રકારે સેવામાં ભગવત્સ્વરૂપનો સ્પર્શ ભાવથી કરવો જો શુદ્ધ હૃદય હોય તો વ્રજભકતોની ભાવના કરવી. વ્રજભકતો પોતાને ઘેરથી વસ્ત્ર, આભુષણ, ખિલોનાં લઇ શ્રી નન્દરાયજીને ઘેર પ્રાતઃકાલમાં આવી શ્રી ઠાકોરજીની સેવા કરે છે, એમને સ્નાન કરાવે છે, શ્રૃંગારાદિક કરે છે, અને ફલ તથા સામગ્રી આરોગાવે છે, એમ ભાવના કરવી. જો શુદ્ધ હૃદય ન થયું હોય તો શ્રી ઠાકોરજી પ્રતિ રાજા સમાન ભય રાખવો. ' શ્રી ઠાકોરજી પ્રભુ છે, રાજાના પણ રાજા છે, તેથી જો મ્હારો અપરાધ થશે તો જરૂર દણ્ડ કરશે ' એમ ભય સંયુકત થઇ અંગ સ્પર્શ કરવો. શ્રી ઠાકોરજીનું શ્રી અંગ અતિ કોમલ છે તેથી આપણા હસ્ત અગ્નિના તાપથી ઉષ્ણ કરી શ્રી અંગનો ધીમે ધીમે સ્પર્શ કરવો. ત્યારેજ હૃદયમાં ભાવ પ્રકટે છે. આ પ્રમાણે મંગલાથી શયન પર્યન્ત સમગ્ર દૈહિક ક્રિયા ભાવસહિત કરવી સેવાની સમગ્ર વસ્તુને ભાવથી સ્વરૂપાત્મક જાણવી આમ સર્વાત્મકભાવથી શ્રી ઠાકોરજીની સેવા કરવાથી સ્વરૂપાનન્દનો અનુભવ થાય છે (૮)

**મૂલમ્ઃ–हृदयस्यात्यशुद्धत्वान्न तत्रावेशसम्भवः ।**
**स्वमूर्त्तावतिशुद्धायामाविश्यानुभवं हरिः ॥९॥**

અર્થે ધનનો વિનિયોગ ન કરવો લૌકિક કાર્યોમાં ધનનો વ્યય થાય તો મનમાં આસુરાવેશ થાય છે આ પ્રકારે વૈષ્ણવે વિવેક રાખી ધનમાં આસક્તિ ન રાખવી.

વિવેકધૈર્યાશ્રયગ્રન્થમાં શ્રી મહાપ્રભુજી કહે છે કે— प्राप्तं सेवेत निर्मम " પ્રાપ્ત ધનને નિસ્પૃહ થઇ રાખવું તેથી સિદ્ધ થયું કે વૈષ્ણવની પાસે જે ધન છે તે એનું પોતાનું નથી પણ ભગવાનનું છે અને તેથી જે પ્રકારે એનો વિશેષ વ્યય ભગવદર્થ થાય તેમ કરવું. જે દ્રવ્ય ભગવાનનું છે તેનો લૌકિકમાં વ્યય થતો અટકાવવો. હવે જો કોઇ એમ શંકા કરે કે લૌકિક વિવાહાદિક કાર્યોમાં ધનનો વ્યય કર્યા વિના કેમ ચાલી શકે ? તો તેનું સમાધાન આગ શ્લોકમાં કરે છે

## मूलम् –विवाहादिषु कार्येषु वध्वा सेवार्थमानसः।
## भगवत्सङ्गिसङ्गोऽपि स्वप्राणप्रेष्ठवार्त्तया ॥ ६ ॥

શબ્દાર્થ —ઓના વિવાહાદિક કાર્યમાં સેવાનિમિત્ત ચિત્ત રાખવું આપણા પ્રાણપ્રેષ્ઠ શ્રી ઠાકોરજીની વાર્તા ( ભગવત્કથા ) ને નિમિત્ત ભગવદ્ભક્તનો સંગ કરવો. [૬]

વિવેચન—વિવાહાદિક લૌકિક કાર્યોમાં ધનનો વ્યય કર્યા વિના કેમ ચાલે ? એનો ઉત્તર આપે છે વૈષ્ણવે પોતાના વિવાહ તથા પુત્રાદિકના વિવાહના પ્રસંગે ભગવત્સેવાનો જ વિચાર કરવો. ભગવત્સેવામાં જો અધિક સેવકો હોય તો સેવામાર્ગ સારી રીતે સેવી શકાય છે 'સ્ત્રી, પુત્ર, પૌત્રાદિક જો ભગવત્સેવામાં સહાય આપે તો પ્રભુને શ્રમ થતો નથી, પ્રભુનું સુખ વધે છે,' એમ વિવાહાદિક કાર્યો પણ ભગવત્સેવાના પોષક છે તેથી એ કાર્યો કરવાં જો કાર્યોમાં જે કંઇ ધનનો વ્યય કરવો યોગ્ય હોય તે પણ શ્રી ઠાકોરજીની આજ્ઞા પ્રમાણેજ કરવો. શ્રી ઠાકોરજી જેટલું દ્રવ્ય ખર્ચવાની આજ્ઞા કરે એટલું (આવશ્યક) જ દ્રવ્ય વૈષ્ણવે પ્રભુ પ્રતિ દાસભાવ વિચારી ખર્ચવું (લૌકિક પ્રતિષ્ઠાના લોભથી અધિક-અઘટિત દ્રવ્યનો વ્યય વિવાહાદિક કાર્યોમાં જો વૈષ્ણવ કરે તો પોતાના પ્રાણપ્રેષ્ઠ સ્વામી શ્રી ઠાકોરજીનો અપરાધ થાય છે )

ભગવદીયનો સંગ પણ લૌકિક વદિક પ્રતિષ્ઠાને લીધે નહિ પણ પ્રાણપ્રેષ્ઠ શ્રી ઠાકોરજીની વાર્તા કરવાને માટે જ કરવો. પોતાનું મહત્વ સ્થાપવા કોઇપણ ભગવદ્ધર્મ ન આચરવો. ભગવદ્ધર્મ જ સ્વધર્મ છે એમ વિચારી દૈન્યયુક્ત થઇ ભગવદ્ધર્મ પાળવો (૬)

## मूलम् –वियोगानुभव कुर्वन्सेवाऽनवसरे पुन ।
## मूर्त्तौ भगवतो दृष्टिर्भाव्या तत्तस्य दर्शनम् ॥ ७ ॥

શબ્દાર્થ —સેવાના અનવસરમાં (અનોસરમાં) વિયોગાનુભવથી નિર્વાહ કરવો. ' આ સાક્ષાત્ શ્રી કૃષ્ણચન્દ્ર છે એવી ભાવના શ્રી ઠાકોરજીના સ્વરૂપમાં કરનારને સાક્ષાત્ શ્રીપૂર્ણપુરુષોત્તમનાં દર્શન થાય છે (જ્યાં સુધી સાનુભવ ન થાય ત્યાં સુધી જેવા ભાવ અને મર્યાદા શ્રીકૃષ્ણની સંનિધિમાં રાખીએ તેવા જ ભાવ અને મર્યાદા શ્રી ભગવત્સ્વરૂપની સંનિધિમાં રાખવા. ) (૭)

વિવેચન —ભગવત્ સુખ સેવામાં સંયોગાત્મક લીલારસનો અનુભવ કરવો. સામગ્રી તથા વસ્ત્રાદિક શ્રી પ્રભુને ધરી તેનો ભાવ વિચારવો. સેવામાં પહોંચી અનોસરમાં વિયોગાનુભવ કરવો. જેવી રીતે વ્રજભક્તોને વેણુગીત યુગલગીતમાં વિયોગાનુભવ થયો છે, વૈષ્ણવે પણ અનોસરમાં પ્રભુનો વિયોગ વિચારવો. પ્રભુ કંઇ કુંજમાં પધાર્યા હશે ?

કઇ લીલા ભક્તોના સંગમાં કરતા હશે ?' એમ વિચાર કરવો. 'હું કેવો દુષ્ટ છું કે મને પ્રભુનાં દર્શન થતાં નથી' એમ વિકલ થવુ. શ્રી ગુસાંઇજીના વચનનું અનુસન્ધાન રાખવું કેઃ–
"चित्तेन दुष्टो वचसापि दुष्टः कायेन दुष्टः क्रियया च दुष्टः ज्ञानेन दुष्टो भजनेन दुष्टो ममापराधः कतिधा विचार्यः"—અર્થઃ–હું ચિત્તથી દુષ્ટ, કાયાથી દુષ્ટ, ક્રિયાથી દુષ્ટ, જ્ઞાનથી દુષ્ટ, ભજનથી દુષ્ટ—એમ સર્વ પ્રકારે દુષ્ટ છુ. મ્હારો અપરાધ કેટલા પ્રકારે વિચારશો !' એ પ્રકારે મન્દિરમાં દીનતાથી વિયોગાનુભવ કરવો. એમ કરતાં કરતાં સેવાનો સમય થાય કે તરત જ સ્નાન કરી શીઘ્ર પુષ્ટિમાર્ગની રીતિ પ્રમાણે અસ્પર્શમાં મન્દિરે જઇ શ્રી ઠાકોરજીના આનન્દમય, રસાત્મક શ્રીમુખ તથા શ્રી અંગનાં આનન્દપૂર્ણ દર્શનથી સકલ વિરહને દૂર કરવો. જેમ વ્રજભક્તો શ્રીનન્દરાયજીને ઘેર આવી ભાવથી શ્રીઠાકોરજીનાં દર્શન કરતા તેમ ભાવપૂર્વક દર્શન કરવાં. એ વ્રજભક્તોના ભાવનું સ્મરણ કરવું. એમ કરવાથી વ્રજભક્તોની કૃપા થઇ ભાવનું દાન થાય છે. (૭)

**मूलम्ः--स्पर्शस्तत्रैव भावेन सर्वास्तत्रैव तत्क्रियाः ।**
**भावात्मनोह्यनुभवः सर्वो भावेन नान्यथा ॥ ८ ॥**

**શબ્દાર્થ**.—ભગવત્સ્વરૂપનો સ્પર્શ ભાવથી જ કરવો. ભગવત્ સ્વરૂપમાં સર્વ દેહ સમ્બન્ધી ક્રિયા પણ ભાવથી જ કરવી, કારણ કે ભાવાત્માનો સર્વ અનુભવ ભાવથી થાય છે અન્ય પ્રકારે થતો નથી. (૮)

અત્યાર સુધી નેત્રેન્દ્રિયને સુખદાયક દર્શનનો પ્રકાર કહ્યો અને તે પછી સ્નાન કરી સેવામાં સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ કરવો. એ પ્રકાર હવે બતાવે છે.

**વિવેચન**.—પ્રથમ મંગલાથી પરવારી શ્રી ઠાકોરજીને સ્નાન અભ્યંગ કરાવવું અને અંગવસ્ત્ર કરી ઋતુ અનુસાર વાગા વસ્ત્ર ધરાવવા એ પ્રકારે સેવામાં ભગવત્સ્વરૂપનો સ્પર્શ ભાવથી કરવો. જો શુદ્ધ હૃદય હોય તો વ્રજભક્તોની ભાવના કરવી. વ્રજભક્તો પોતાને ઘેરથી વસ્ત્ર, આભુષણ, ખિલોનાં લઇ શ્રી નન્દરાયજીને ઘેર પ્રાતઃકાલમાં આવી શ્રી ઠાકોરજીની સેવા કરે છે, એમને સ્નાન કરાવે છે, શૃંગારાદિક કરે છે, અને ફલ તથા સામગ્રી આરોગાવે છે, એમ ભાવના કરવી. જો શુદ્ધ હૃદય ન થયું હોય તો શ્રી ઠાકોરજી પ્રતિ રાજા સમાન ભય રાખવો. 'શ્રી ઠાકોરજી પ્રભુ છે, રાજાના પણ રાજા છે, તેથી જો મ્હારો અપરાધ થશે તો જરૂર દણ્ડ કરશે' એમ ભય સંયુક્ત થઇ અંગ સ્પર્શ કરવો. શ્રી ઠાકોરજીનું શ્રી અંગ અતિ કોમલ છે તેથી આપણા હસ્ત અગ્નિના તાપથી ઉષ્ણ કરી શ્રી અંગનો ધીમે ધીમે સ્પર્શ કરવો. ત્યારેજ હૃદયમાં ભાવ પ્રકટે છે આ પ્રમાણે મંગલાથી શયન પર્યન્ત સમગ્ર દૈહિક ક્રિયા ભાવસહિત કરવી. સેવાની સમગ્ર વસ્તુને ભાવથી સ્વરૂપાત્મક જાણવી. આમ સર્વાત્મકભાવથી શ્રી ઠાકોરજીની સેવા કરવાથી સ્વરૂપાનન્દનો અનુભવ થાય છે. (૮)

**मूलम्ः--हृदयस्यात्यशुद्धत्वान्न तत्रावेशसम्भवः ।**
**स्वमूर्त्तावतिशुद्धायामाविश्यानुभवं हरिः ॥९॥**

અનુભવાય છે. શ્રીમદાચાર્યજી શ્રીકૃષ્ણના વિપ્રયોગાગ્નિતાપથી પૂર્ણ છે તેથી જે કોઇ એમની સમીપમા આવે છે તેને શ્રીકૃષ્ણના વિપ્રયોગાગ્નિ તાપનો અનુભવ થાય છે. એટલે કે શ્રીકૃષ્ણ-પ્રાણપ્રેષ્ઠ શ્રીવ્રજાધીશથી આપણ વ્યુચ્ચરણ થયુ-આપણે વિખુટા પડયા-તે પ્રાણપ્રેષ્ઠ શ્રીકૃષ્ણને આપણે કયારે મળીશું ! એવો તાપ-એવી ઉષ્ણ ભકિત-આપણામા પ્રગટ થાય છે. શ્રીમદાચાર્યજીની નિકટમા એક ક્ષણ માત્ર પણ રહેવાથી પ્રાણપ્રેષ્ઠ વ્રજાધીશના સ્વરૂપ દર્શનની તીવ્રેચ્છા ઉદ્ભવે છે અત્ર લૌકિક ચન્દ્રથો પ્રભુના મુખચન્દ્રની વિલક્ષણતા છે. લૌકિક ચન્દ્રથી શીતલતા-શાન્તિ ઉપજે છે જ્યારે પ્રભુના મુખચન્દ્રનું એક ક્ષણ પણ દર્શન થયુ તો પ્રભુમિલન-દર્શનની આર્તિરૂપ ઉષ્ણ તાપ ઉદ્ભવે છે.

**मूलम्-मार्गनिष्ठा न स्वबोधै किन्तु तादृग्गुरूदितैः ।**
**गुरूदितानि वाक्यानि स्वतो ह्यनुवादतः ॥ २७ ॥**

**શબ્દાર્થ**:—માર્ગમાં નિષ્ઠા પોતાના જ્ઞાનથી થતી નથી પણ તેવા ગુરૂના [1]વચનામૃતથી માર્ગમાં નિષ્ઠા સ્થિર થાય છે. એ વચનામૃત પણ પોતાની બુદ્ધિ પરિકલ્પિત ન હોય પણ પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તના અનુવાદ રૂપ હોય તોજ માર્ગમાં નિષ્ઠા વધે છે.

**વિવેચનઃ**—ગુરુના બોધ વિના પુષ્ટિમાર્ગમાં નિષ્ઠા સિદ્ધ થતી નથી. ગુરુ પ્રસન્ન થઇ કૃપા કરી બોધ કરે ત્યારેજ માર્ગમા નિષ્ઠા આવે છે. ગુરુના વચનોમા દૃઢ વિશ્વાસ રાખવો. વિશ્વાસથી એમના અર્થની ભાવના વારવાર કરવી. તાદૃશીય વૈષ્ણવોએ એકત્રિત થઇ ગુરુના અર્થનો અનુવાદ કરવો, ભાવના કરવી એનો અર્થ આપણી બુદ્ધિથી ન બેસાડવા.

**मूलम्--अनुवादो स्वबुद्ध्या किन्तु मूलक्रमागतः ।**
**अथापि तत्र चापेक्ष्या दृढः स्वाचार्यसंश्रयः ॥ २८ ॥**

**શબ્દાર્થ**:—અનુવાદ સ્વબુદ્ધિએ ન કરવો. પણ મૂલક્રમાનુસાર કરવો જોઇએ અને પછી આપણા શ્રીઆચાર્યજીનો દૃઢ આશ્રય અપેક્ષિત છે. (૨૮) **વિવેચનઃ**—ગુરુના વચનનો અનુવાદ સ્વબુદ્ધિની કલ્પનાથી કરવો નહિ. પણ શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ મૂલક્રમથી જે ગ્રન્થો શ્રીસુબોધિનીજી નિબન્ધાદિ રચ્યા છે તેનો ભાવ વિચારી અર્થ કરવો, શ્રીઆચાર્યજીના ચરણાવિન્દનો દૃઢ આશ્રય કરવો. કારણ કે એમની કૃપાથી શ્રીસુબોધનીજી નિબન્ધાદ ગ્રન્થોનો ભાવ હૃદયગત થાય છે,

**मूलम्--एतादृशेन गुरुणाऽवगत्य निखिलं जनः ।**
**आश्रित्य च निजाचार्यान् सदानन्दं सदा भजेत् ॥ २९ ॥**

**શબ્દાર્થ**:—ભકતજનોએ એવા [માર્ગનિષ્ઠ, પારમ્પર્ય વિચારયુકત] ગુરૂના મુખથી સર્વ અર્થ જાણીને, શ્રીમદાચાર્યજીનો આશ્રય કરી સદાનન્દરૂપ શ્રીકૃષ્ણનું સદા ભજન કરવુ [૨૯] **વિવેચન**.—આટે ભકત એવા વૈષ્ણવે ગુરુની આજ્ઞા પ્રમાણે સર્વ અર્થ જાણી આચરણ કરવુ. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પોતાનો આશ્રય નિશ્ચય અર્પણ કરે. 'શ્રીઆચાર્યજી સદા આનન્દરૂપ છે' એવા ભાવથી ભજન કરવું. લૌકિક વૈદિકનો આનન્દ

[1] 'વચનામૃત' શબ્દનો અર્થ "પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત ગ્રન્થો" એવો થાય છે તેથી ગુરૂની આજ્ઞા પણ શ્રીમદાચાર્યજી પ્રકટિત ગ્રન્થાનુસાર હોવી જોઇએ ગ્રન્થનો અર્થ પોતાની બુદ્ધિકલ્પિત ન કરે પણ તે ગ્રન્થોના મહાનુભાવી ટીકાકારના વચનનીસહાયથી કરવો.

પ્રાણપ્રેષ્ઠ શ્રીઠાકોરજીને સુખ પ્રાપ્ત થાય એવી અભિલાષા ઉદ્ભવે છે. દ્રવ્યનો વિનિયોગ જો શ્રીકૃષ્ણ સેવામાં થાય છે તો "આ દ્રવ્ય મ્હારૂં છે." એવી બાધક બુદ્ધિ નષ્ટ થાય છે, પણ જો કેવલ સ્વસુખાર્થે વા લૌકિક વૈદિક કાર્યોમાજ સમસ્ત દ્રવ્યનો વ્યય થાય તો એ દ્રવ્યથી આસુરત્વ, મમત્વ, લોલુપતા અને અન્તે સંસારજ ફલ રૂપે પ્રાપ્ત થાય છે. **માનસી સેવા** ભક્તિ શબ્દનો અર્થ માનસી સેવામાજ પરિણમે છે ભક્તિમા ભજ્ ધાતુ છે એ भज सेवायाम् ભજ ધાતુ સેવાના અર્થમા છે. આથર્વણમા શ્રુતિ છે કે, भक्तिरस्य भजनं तदिहामुत्रोपाधि नैरास्येन मनःकल्पनम् " આ લોક અને પરલોકની ઉપાધિની નિરાશાપૂર્વક એનું (પરમાત્માનુ) ભજન મન કલ્પના સતેજ ભક્તિ. આ વાક્યમા પણ ચિત્તનું પ્રભુમા લીન થવુ એને જ ભક્તિ કહી છે ભક્તિ મીમાંસા સૂત્રમા પણ કહ્યુ છે કે "सापरानुरक्तिरीश्वरे " આ સૂત્રમા 'ઇશ્વરને વિષે ચિત્તમા અત્યન્ત અનુરાગવૃત્તિ' તેજ ભક્તિ એમ કહ્યુ છે. માટે ભક્તિમા માનસી સેવાજ પ્રધાન છે. એ માનસી સેવા તનુજા અને વિત્તજા સેવાથી સિદ્ધ થાય છે ઉપરના પ્રમાણોથી શ્રીમહાપ્રભુજીનું સેવાનુ લક્ષણુ " चेतस्तत्प्रवणंसेवा " પ્રભુમા 'ચિત્તનું પરોવાવું તે સેવા' એ સબલ છે. (૩૦)

**मूलम्ः—तस्यां तु विस्मृतिभाव्या जगतः सर्वथा ध्रुवम् ।**

**तद्भावे मानसी तु सेवनान्नैव सिद्ध्यति ॥ ३१ ॥**

**શબ્દાર્થઃ**—આ માનસી સેવામાં તો સર્વથા જગત્‌ની વિસ્મૃતિ નિશ્ચલ થવી જોઇએ. એ જગત્‌ની વિસ્મૃતિના અભાવમાં. માત્ર સેવનાથી માનસી સેવા સિદ્ધ થતી નથી(૩૧)

**વિવેચનઃ**—તનજા વિત્તજા સેવા મન લગાડી કરે તો સર્વ જગત્‌—દેહસમ્બન્ધી પદાર્થની વિસ્મૃતિ થાય. માનસી સેવાનો એજ ભાવ છે કે સર્વ જગત્‌ને ભૂલાવે; મનમાંથી અહન્તા મમતા ટાળી, જગતના સમ્બન્ધ માત્ર દૂર કરાવી, કેવળ ભગવદિચ્છાનુંજ અનુંવર્ત્તન કરાવે છે, અને એમ સર્વ જગતને ભૂલાવી હરિપરાયણ સદાનન્દમય શ્રીકૃષ્ણતત્પર રાખે એજ ખરી માનસી સેવા છે, ખાનપાન નિદ્રાદિ સર્વ ભૂલીને ભગવદ્‌ભાવાવિષ્ટ થઇ, સ્વરૂપાનન્દનો અનુભવ થાય ત્યારેજ જાણવું કે ભાવરૂપ માનસી સેવા સિદ્ધ થઇ. (૩૧)

તનુજા અને વિત્તજા સેવા જ દુર્લભ છે તો પછી માનસી સેવા તે કયે પ્રકારે સિદ્ધ કરવી ? પણ એજ વૈષ્ણવોનો પરમ પુરુષાર્થ છે, તેથી એ માનસી સેવામાં બાધક પદાર્થોનુ નિરૂપણ અગ્રિમ શ્લોકમાં કરે છે.

**मूलम्—तद्बाधकानीन्द्रियाणि विषया लौकिकी मतिः ।**

**प्रतिबन्धस्तथोद्वेगो भोगोऽप्यत्रैव लौकिकः ॥ ३२ ॥**

**दुष्टान्नभक्षणं चापि ह्यसमर्पितभक्षणम् ।**

**असत्सङ्गः सर्वथा हि भावबाधक इष्यते ॥ ३३ ॥**

**શબ્દાર્થઃ**—ઇન્દ્રિયો, વિષયો, લૌકિક બુદ્ધિ, પ્રતિબન્ધ, ઉદ્વેગ, લૌકિકભોગ એ માનસી સેવાને બાધ કરનારાં છે દુષ્ટાન્નભક્ષણ, અસમર્પિત ભક્ષણ, અને અસત્સઙ્ગ એ પણ સર્વથા ભાવબાધક અથવા ભગવદ્‌ભાવને પ્રતિબધ કરનારા છે. (૩૨–૩૩)

**વિવેચન**—તનુજા વિત્તજા સેવા મન લગાડી કરવામાં દશ ઇન્દ્રિયો બાધક છે. કારણ કે ઇન્દ્રિયોના દેવતાને વિષય પ્રિય છે તેથી તે દેવતાઓ ઇન્દ્રિયોને વિષય તરફ ખેચે છે, અને ભગવત્સેવામાં પ્રવર્ત્તતી ઇન્દ્રિયોનો બાધ કરે છે. કયે પ્રકારે સેવામાં લૌ-

કિક બુદ્ધિ થાય એવો રસ્તો બતાવે છે સેવા કરવામાં પણ એવા વિચાર ઉદ્ભવે કે "મારે હજુ લૌકિક કાર્ય કરવાનું પુષ્કળ કામ બાકી રહ્યું છે! ભુખ અત્યન્ત લાગી છે! એવી લૌકિક બુદ્ધિ ઉત્પન્ન થઈ સેવામાં મનને ઉદ્વેગ ઉપજાવે છે એ મનના ઉદ્વેગથી જેમ બને તેમ સત્વર અનોસર કરાવે છે, શ્રીઠાકોરજી તો મનની લૌકિક બુદ્ધિ તરત જ જાણી જાય છે, તેથી સેવામાં પ્રતિબંધ કરે એવા લૌકિક, વૈદિક કાર્યોમાં તેમજ વિષયાદિકમાં મનને પ્રેરે છે આ પ્રકારે મનના ઉદ્વેગરૂપ પ્રતિબંધથી ભગવત્સેવા-તનુજા વિત્તજા-બનતી નથી, મન ખાનપાનાદિ વિષયભોગમાં આસક્ત રહે છે વિષયાદિકના સંગથી મન કેવળ લૌકિક થઈ જાય છે સેવાફલમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે "ઉદ્વેગ, પ્રતિબંધ અથવા ભોગ સેવામાં બાધક થાય છે" આ વચનો એમ જણાવે છે કે ઇન્દ્રિયો તથા મન વિષયમાં મગ્ન થઈ પ્રથમ ઉદ્વેગ કરાવે છે પછીથી પ્રતિબન્ધ કરે છે અને અન્તે ભોગ કાર્ય જીવને કેવલ લૌકિક બનાવી દે છે હવે કોઈ એમ શંકા કરે કે 'ઇન્દ્રિયોને વિષયમાં પ્રેરનાર બુદ્ધિ કેમ થાય છે? તો તેનું સમાધાન કરે છે દુષ્ટાન્નભક્ષણ, અસમર્પિતભક્ષણ અને અસત્સંગ-એ આ લૌકિક મતિના મુખ્ય કારણો છે દુષ્ટ પ્રાણીની સત્તાનું અન્નભક્ષણ કરવું અથવા દુષ્ટ ક્રિયા કરી અન્ન લાવી તેનું ભક્ષણ કરવું તે દુષ્ટાન્નભક્ષણ છે, અસમર્પિત ભક્ષણ એટલે પ્રભુના શ્રીમુખ સમીપ ધરાવેલા ભોગ વિના અન્ય વસ્તુનું ભક્ષણ તે અપ્રસાદિત-અસમર્પિત ભક્ષણ કહેવાય છે એ અપ્રસાદિત વસ્તુનું ભક્ષણ જીવની દુર્મતિને પોષણ આપનારૂં છે, ભગવદ્ભાવનું બાધક છે, દુષ્ટ અન્ન બહુ બાધક છે તે પદ્મપુરાણમાં છે-

"अवैष्णवानामन्नं च पतितानां तथैव च। अनर्पितं तथा विष्णोः श्वमांससदृशं भवेत्॥
अनिवेद्य तु यो भुङ्क्ते हरये परमात्मने। पतन्ति पितरस्तस्य नरके शाश्वतीः समाः॥"

'અવૈષ્ણવનું અન્ન, પતિતનું અન્ન અને પ્રભુને અર્પિત ન કરેલું એવું અન્ન શ્વમાંસ-કૂતરાના માંસ-સમાન છે જે હરિ-પરમાત્માને અર્પણ કર્યા વિના પોતે ભોજન કરે છે તેના પિતા, પિતામહાદિ બહુ વર્ષ પર્યન્ત નરકમાં પડે છે' આ વચનાનુસાર અવૈષ્ણવનું અન્ન, તથા પતિત—ચાંડાલાદિ નીચ યોનિમાં જન્મેલાનું અન્ન, તથા અસમર્પિત અન્નનું ભોજન કરવાથી ઇન્દ્રિય, બુદ્ધિ, સર્વ નષ્ટ થાય છે-આસુરવત્ થઈ જાય છે આથી પણ પ્રસાદી અન્નથી કરવું કૂર્મપુરાણમાં કહે છે કે-

"अनर्पयित्वा गोविन्दे यो भुङ्क्ते धर्मवर्जितः शुनो विष्ठासमं चान्नं नीरं तत्सुरया समम्॥"

ગોવિન્દને અર્પણ કર્યા વિના ધર્મરહિત જે અન્ન ખવાય છે તે અન્ન કૂતરાની વિષ્ઠા સમાન છે, અને અણુ અસમર્પિત જળ સુરા-મદિરા-સમાન છે.' આ પ્રકારે અસમર્પિત વસ્તુનું ભક્ષણ આસુરત્વ ઉપજાવે છે દુસ્સંગથી અન્ય સમ્બન્ધ થાય છે તેથી દેહ ઇન્દ્રિયાદિ સર્વ બહિર્મુખ થઈ જાય છે ભગવદ્વિમુખ થાય છે વિષયના ધ્યાનમાં તત્પર થાય છે તેથી વૈષ્ણવે મનમાં દૃઢ નિશ્ચય કરી દુષ્ટ અન્ન, અસમર્પિત અન્ન અને દુસ્સંગ એ ત્રણેનો સમ્બન્ધ કદાપિ ન કરવો. (૩૩)

સર્વ વસ્તુ ભગવાનની છે તેથી એ વસ્તુઓનો પ્રથમ ભોગ ભગવાનથી થાય એમ શાસ્ત્રોને ઇષ્ટ છે ભગવાનની વસ્તુઓ-ખાન પાન, આદિ સર્વ વિષયો-ભગવાન આરોગે તે પહેલાં જો જીવ તેનો ઉપયોગ કરે તો જીવ અપરાધી થાય છે શ્રીમદ્ભગવદ્ગીતામાં ભગવાન શ્રીમુખે કહે છે —

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः। भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात्॥"

વૃષ્ટયાદિથી અન્નાદિ રસોત્પત્તિ પ્રથમ ભગવાનના ભોગાર્થે જ છે ભગવાન્ અન્નાદિરસનો ઉપભોગ કરે તે પહેલાં જીવ પોતે તેનો ભોગ કરે એ પાપરૂપ છે અન્નાદિની ઉત્પત્તિનુ પ્રયોજન જાણનાર સન્તો ભક્તો–પ્રથમ ભગવાનને માટે અન્નપાક કરે છે, તે સર્વ અન્નપાક ભગવાનને સમર્પિત કરી, ભગવાનના ઉપભોગ પછી અવશિષ્ટ જે પ્રસાદ રહે છે તેનુ ભોજન કરે છે આમ ભગવદુચ્છિષ્ટ વસ્તુનુ ભક્ષણ કરવાથી અન્ન દોષરહિત થાય છે. તેથી સેવામા પ્રતિબન્ધ કરનાર પાપ દૂર થાય છે. પણ જે પાપી જીવો ભગવદુચ્છિષ્ટ ભોજન ન કરતા, પોતાને અર્થેજ પાકાદિક્રિયા કરે છે તેઓ તો પોતાનું જ ભક્ષણ કરે છે–અન્નનુ નહિ. શ્રીમહાપ્રભુજી ખાનપાનાદિ વસ્તુઓના સર્વ દોષ દૂર કરવાને સુકર માર્ગ એજ બતાવે છે કે જે કંઇ વસ્તુનો ખાન, પાન, વસ્ત્રાદિનો–જીવ ઉપભોગ કરે તેનો પ્રથમ શ્રીપ્રભુને અગીકાર કરાવવો. અને પછી જ તે ઉપભોગમાં લેવી એમ થવાથી તે વસ્તુના દોષ ભગવદ્અંગિકારથી દૂર થાય છે. સિદ્ધાન્તરહસ્ય નામના ગ્રન્થમા શ્રીમહાપ્રભુજી કહે છે કે "તે તે વસ્તુ ગત દોષ દૂર કરવા સર્વ વસ્તુ પ્રભુને સમર્પવી જે અસમર્પિત વસ્તુઓ છે તેનો ત્યાગ કરવો." પુષ્ટિમાર્ગમા પ્રસાદિ અન્ન લેવુ, પ્રસાદિ જલનુ જ પાન કરવુ, ભગવદર્થે ભોગ, સામગ્રી તૈયાર કરવા, અને તે મહાપ્રસાદ ભગવદીયોએ લેવા કે જેથી સર્વ અન્ન જલ ગતદોષ દૂર થાય અને મતિ શુદ્ધ રહે પ્રસાદિ વસ્તુ લેનાર ભગવદીયો સામુ આક્ષેપ કરનારાઓનુ ગાઢ અજ્ઞાન આ કેટલેક અંશે દૂર થશે! (૩૩)

**मूलम्:–तस्मात्यक्त्वा दुष्टसंगं कृत्वा स्वाचार्यसंश्रयम् ।**
**तदीयजनसंसर्गे स्थित्वा मार्गे तथा गुरौ ॥ ३४ ॥**
**कृत्वा विषयवैराग्यं परितोषं विधाय च ।**
**सदानन्दं सदानन्दं फलप्राप्त्यै सदा भजेत् ॥ ३५ ॥**

**શબ્દાર્થ.**—તેથી દુઃસગનો ત્યાગ કરી, આપણા શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીનો આશ્રય કરી, તદીયજનના સસર્ગ (સમ્બન્ધ)થી માર્ગમાં તથા ગુરુમાં સ્થિતિ કરી, વિષયોમાં વૈરાગ્ય રાખવો. સર્વદા સન્તોષ આચરવો, અને ફલપ્રાપ્તિને અર્થે નિરન્તર આનન્દમય એવા સદાનન્દરૂપ શ્રીકૃષ્ણનુ સદા ભજન કરવુ. (૩૪–૩૫).

**વિવેચન:**—દુષ્ટના સગથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, અસમર્પિત વસ્તુનુ ભોજન કરવાનું મન થાય છે, અન્યાશ્રય પણ થાય છે. તેથી સર્વ દોષના મુલરૂપ દુસંગનો ત્યાગ કરવો. પુષ્ટિમાર્ગીય ભગવદીયોએ પાંચ પ્રકારે કર્તવ્ય છે (૧) દુઃસગનો ત્યાગ, (૨) શ્રી આચાર્યજીના ચરણારવિન્દનો આશ્રય (૩) ભગવદીયનો સગ (૪) પુષ્ટિમાર્ગીય રીતિ પ્રમાણે માર્ગમાં સ્થિતિ (૫) ગુરુ કહે તે પ્રમાણે સેવા, (૩૪)

વિષયમા વૈરાગ્ય થાય ત્યારેજ સર્વ ધર્મ બની આવે છે શ્રીઆચાર્યજી સંન્યાસનિર્ણય નામના ગ્રન્થમાં કહે છે કે વિષયોથી પૂર્ણ છે દેહ (ઇન્દ્રિયાદિ) જેમના એવા જીવોના હૃદયમાં સર્વથા હરિનો આવેશ થતો નથી આ વાકયાનુસાર જે જીવના હૃદયમા વિષયોનું જ્ઞાન હોય, દેહમાં વિષય કામના હોય, તેમના હૃદયમાં હરિ–ભગવાનનો આવેશ સર્વથા ન થાય. તેથી વિષયાદિકમા વૈરાગ્ય રાખવો ત્યારેજ મનમા સન્તોષ રહે છે–જે ભગવદિચ્છાથી મળી આવે થાય તેનાથી સન્તોષ માનવો. લૌકિકવૈદિક, દેહસમ્બન્ધી સર્વ ચિન્તાનો ત્યાગ કરી સદા આનન્દમાં રહેવું, હૃદયમાં સન્તોષ હોય તોજ આનન્દ પ્રકટે છે. ચિન્તા ન હોય તોજ ભગવદ્ધર્મમાં મન એકાગ્ર થાય છે. શ્રીઆચાર્યજી

નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરે છે કે, જે વૈષ્ણવોએ પોતાનો આત્મા ભગવાનને નિવેદિત કર્યો
છે–તેઓએ કદાપિ કોઇપણ ચિન્તા કરવી નહિ. ત્યારેજ સદાનન્દરૂપ શ્રીકૃષ્ણ સેવા
સ્વીકાર કરશે. શ્રીવૃન્દાવનમાં શ્રીકૃષ્ણભગવાને વ્રજભક્તોને જેવું ફલ આપ્યું હતું તેવું
ફલ એવા ભક્તને આપશે સદાનન્દમય શ્રીકૃષ્ણ ફલરૂપે રસદાનપૂર્વક અનુભવ કરાવશે.
इति श्रीहरिरायजीविरचित नवम शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं सम्पूर्णम्

## શિક્ષાપત્ર ૧૦ મું

**ઉદ્દેશ**—લૌકિક ક્લેશનો સમ્બન્ધ થાય તો પણ પ્રભુમાં દોષારોપ ન કરવો, પ્રભુનું
આશ્રય ન છોડવો, લૌકિક વિપત્તિનો સમ્બન્ધ કરાવીને પણ ભગવાન્ ભક્તનું હિત
કરશે એવો દૃઢ વિશ્વાસ પ્રભુમાં રાખવો. જેમ ચાતક પક્ષી મેઘજલની આકાંક્ષા રાખી
વિશ્વાસ રાખે છે તેમ ભક્તોએ પણ ભગવાન્ હિતજ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખવો
વિષયમાં વૈરાગ્ય રાખી યથાલાભ સન્તોષ માની પ્રસન્નતાપૂર્વક શુદ્ધ હૃદયથી ભગવત્સેવા
કરીએ ત્યારેજ ફલપ્રાપ્તિ થાય. ફલદાતા શ્રીકૃષ્ણ જ્યારે ફલદાન કરવાની ઇચ્છા કરે ત્યારે
જ ફલ પ્રાપ્ત થઇ શકે, ક્યારે અને કેટલું અને કેવું ફલ શ્રીકૃષ્ણ આપશે. એ જાણવા
જીવ સમર્થ નથી. ફલપ્રાપ્તિ વિચારવાનું જીવનું કર્તવ્ય નથી. જીવે તો સેવામાં ધ્યાન
ભગવદિચ્છાને અધીન થઇ, પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરવી એજ મહાફલ છે શ્રીકૃષ્ણ ક્યે
પ્રકારે કેવું ફલ આપશે ઇત્યાદિક સમજાવવાને આ દશમ શિક્ષાપત્ર છે

मूलम्—को वेद कीदृश कृष्णाभिप्राय स्वजने मत ।
स्वानन्दसिद्धये राति निजार्त्तिं दर्शनादिषु ॥१॥

**શબ્દાર્થ**—શ્રીકૃષ્ણનો સ્વજનવિષયક અભિપ્રાય કેવા પ્રકારનો છે તે કોણ જાણે
છે ? તો પણ પોતાના આનન્દની સિદ્ધિને અર્થે દર્શનાદિકમાં નિજાર્ત્તિનું (પોતા
વિષે પ્રભુ દર્શનાદિકમાં આર્ત્તિ–આતુરતાનું ) દાન કરે છે [૧] **વિવેચન**—શ્રીકૃષ્ણનું
અભિપ્રાય જાણવા વેદ પણ અસમર્થ છે તેથી નેતિ નેતિ એમ વેદ પોકાર કરે છે. વેદ
ભગવત્સ્વરૂપ છે, એવા વેદ પણ જ્યારે શ્રીકૃષ્ણનો અભિપ્રાય જાણવા સમર્થ નથી તો
મ્હારી બુદ્ધિથી એ અભિપ્રાયનું જ્ઞાન શી રીતે થશે ? છતાં શ્રીઆચાર્યજી મહાપ્રભુ
જીની કૃપાથી હું કંઇક મ્હારી મતિઅનુસાર કહું છું વેદ તો શ્રીપ્રભુના બન્દીજન છે
સદા પ્રભુના ગુણગાન કરે છે બહાર ઇશ્વરનું માહાત્મ્ય ગાય છે, હું તો શ્રીકૃષ્ણનો દાસ
છું તેથી પ્રભુની કૃપા મ્હારા પર છે, શ્રીકૃષ્ણ આનન્દરૂપ છે એવા શ્રીકૃષ્ણ જ્યારે એ
ઇચ્છા કરે કે "અમુક પુષ્ટિમાર્ગીય જીવને મ્હારો આનન્દાનુભવ થાય, ત્યારે એ ભક્તને
શ્રીકૃષ્ણના દર્શનની આર્ત્તિ–આતુરતા થાય છે એ દર્શનની આતુરતા થાય એટલે
સેવકના હૃદયમાં હું શ્રીકૃષ્ણના દર્શન ક્યારે કરું ! કેટલા જ મેં આને વર્ષો થયા હું શ્રીકૃ
ષ્ણથી વિયોગ પામ્યો છું " એવો પ્રભુમિલનસમ્બન્ધી તાપ પ્રકટે છે એ કૃષ્ણ વિયોગ
તમોક તાપમાંજ સ્મરણ સેવા કીર્તનાદિ સર્વ સિદ્ધવત્ જાણી લેવું, કેમકે એ જીવ
પ્રભુના દર્શન વિના સ્થિત થઇ શકશે નહિ અને તેથી એની પ્રીતિ ભગવદ્ધર્મમાં, સેવા
સ્મરણાદિકમાં, ભગવદ્ભાવમાં, આપોઆપ ચાલી આવશે. (૨)

मूलम्--संसाररागाभावाय लौकिकार्ति तथा पुनः ।
मदाभावाय च स्वार्ति शरीरार्ति प्रयच्छति ॥ २ ॥

શબ્દાર્થ.—સંસારમાં સ્નેહ હોય તો તેની નિવૃત્તિ સિદ્ધ કરવા ભગવાન લૌકિક દુઃખ આપે છે મદનિવારણુ કરવા જ્ઞાતિસમ્બન્ધી દુ.ખ તેમજ શરીરસમ્બન્ધી દુઃખ આપે છે વિવેચન:—આ સંસાર તથા દેહસમ્બન્ધી જેટલા પદાર્થ છે તે સર્વમાથી જ્યારે ભકતોનો સ્નેહ છુટી જાય ત્યારે શ્રીકૃષ્ણુ કૃપા કરે. ભક્તની સંસારમાંથી આસક્તિ દૂર કરવા પ્રભુ લૌકિક-કલેશ આપે છે. હું સર્વ કરૂ છુ, મ્હારા વિના કશુ થાત નહિ, એવું સ્વાભિમાન દૂર કરાવવા શ્રીકૃષ્ણુ કૃપાયુક્ત થઇ, જીવોને શરીરસમ્બન્ધી દુ.ખો તેમજ ધનસમ્બન્ધી દુ.ખ મોકલે છે. જ્યારે જીવ લૌકિક કાર્યોમાં દુઃખ અનુભવે છે ત્યારે એની બુદ્ધિ પ્રભુ પ્રતિ વળે છે. આ ઉપરથી સિદ્ધ થયું કે જે કઇ લૌકિક કલેશ આવી પડે તો ભકતોએ તેથી ખિન્ન થઇ ભગવાનમાં દોષારોપણુ ન કરવું. પણુ એ દુઃખ જે આરમ્ભમા કડવા લાગે છે તે પરિણામમા અત્યન્ત હિતદાયક છે એમ સમજી પ્રભુ આપણું હિત જ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખવો. શ્રીકૃષ્ણુ સંસારમા આસકિત સિદ્ધ નહિજ કરે. કારણકે પોતે સસારવૈરી છે. તેથીજ શ્રીકૃષ્ણુ દેહ સમ્બન્ધી, શરીર સમ્બન્ધી પીડા મોકલે છે કે જેથી ભક્તનું ચિત્ત ભગવાન્માં નિરૂદ્ધ થાય, શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે:–સસારી જો શ્રીકૃષ્ણુને ભજે તો તેનો લોક (સસાર) સર્વથા નાશ પામે છે " આ પ્રકારે લૌકિક-કલેશ પણુ શ્રીકૃષ્ણુની કૃપાથીજ પ્રાપ્ત થાય છે એવો દૃઢ વિશ્વાસ રાખવો. ]

मूलम्--संगाभावाय बन्ध्वार्ति देशार्ति दैन्यसिद्धये ।
मोहाभावाय भगवान् साधनार्ति ददाति हि ॥ ३ ॥

શબ્દાર્થ:—બહિર્મુખ સગાસમ્બન્ધીઓનો સગ દૂર કરવા પ્રભુ તેમના તરફના દુઃખાદિક આપે છે દીનતા સિદ્ધ કરવા દેશાર્ત્તિ–વિદેશગમનનું દુઃખ આપે છે. તેમજ મ્હાગ સાધનથી ફલપ્રાપ્તિ થઇ એવો મોહ દૂર કરાવવા પ્રભુ સાધન–આર્ત્તિ મોકલે છે.

વિવેચન.—સગાસમ્બન્ધી દુઃસગ આપતા હોય અને ભગવદીયોનો સંગ થતો ન હોયતો બન્ધુસમ્બન્ધી–દેહસમ્બન્ધી કુટુમ્બ વિષેનું દુઃખ મોકલે છે જો કુટુમ્બીઓથી વિયોગ થાય તો એવો વિચાર કરવો કે "એમની સાથે મ્હારે શું સમ્બન્ધ છે ? મ્હારા આત્માના સમ્બન્ધી તો શ્રીભગવાન છે. મ્હારે તો શ્રીપ્રભુનુંજ કામ છે." આ પ્રકારે વિચારી બન્ધ્વાર્તિ સમયે પણુ શ્રીકૃષ્ણુની કૃપાજ માનવી. આપણુા દેશમાં આફત આવી પડે–આપણે જ્યા નિવાસ કરતા હોય ત્યા આકસ્મિક દુઃખ આવી પડે તો પણુ એવું આશ્વાસન લેવુ કે "પ્રભુએ આપણુામાં દીનતા સિદ્ધ કરવા આવી વિપદ્ મોકલી છે" પ્રભુ પ્રસન્ન કરવાનુ એક સાધન દીનતા જ છે શ્રીગુસાઇજીએ વિજ્ઞપ્તિમાં કહ્યું છે કે:—"આપને પ્રસન્ન કરવાનું એક સાધન શ્રીઆચાર્યોક્ત દૈન્યજ છે" આ વચનાનુસાર પ્રભુ પ્રસન્ન કરવાનુ કારણુ દીનતા તે શ્રીકૃષ્ણુની કૃપાથી સિદ્ધ થાય છે. શ્રીકૃષ્ણુ વિના અન્ય પદાર્થોમાં–સ્ત્રી, પુત્ર; પતિ, મિત્ર, પુત્ર, ગૃહ, દ્રવ્ય, દેહ, આ લોક, અને પરલોક–આ

હિમા મોહ ન થાય તે સારૂ પ્રભુ જીવકૃત પ્રયત્નોમાં નિષ્ફળતા આપે છે સાધનાદિ આપે છે, મોહ એક શ્રીકૃષ્ણમાંજ રહે-અન્ય સ્થળેથી આપણો મોહ દૂર થાય તે સા શ્રી ભગવાન્ સ્વત કૃપા કરી પુષ્ટિમાર્ગીય ભગવત્સેવા, સ્મરણ, કીર્તન, જપ, પાઠ વહાર્તાદિક કરાવી આપે છે (૩)

लम् -प्रारब्धभोजनार्थं वा परीक्षार्थं विलम्बनात ।
निर्वाहार्थं तथा वेदसाध्यार्थार्त्ति प्रयच्छति ॥ ४ ॥
एवमार्त्तिप्रदानेऽपि परमानन्ददायिन ।
समाश्रयो न मोक्तव्यो दृढ स्वाचार्यसश्रयै ॥ ५ ॥

શબ્દાર્થઃ—પ્રારબ્ધ ભોગ કરાવવા, પરીક્ષા કરવા પ્રભુ વિલમ્બ કરી નિર્વાહ સમ્બન્ધી તેમજ વેદસાધ્ય સ્વર્ગાદિક સમ્બન્ધી આર્ત્તિ-પીડા આપે છે, [૪] આ પ્રકારે આર્ત્તિ-પીડા આપે છે તો પણ પરમ આનંદ આપનાર શ્રીકૃષ્ણનો દૃઢ આશ્રય આચાર્યજીનો સુન્દર આશ્રયે રહેનાર વૈષ્ણવોએ ત્યજવો નહિ. (૫)

વિવેચન —ઉપર કહેલા પ્રકારે શ્રીકૃષ્ણ જ્યારે કૃપા કરે ત્યારે લૌકિક-પીડા થાય છે અને ભગવત્સંબંધી-આતુરતાનું દાન થાય છે ઉપર્યુક્ત-પીડાઓ આવી પડે ત્યારે જો શ્રીકૃષ્ણનો દૃઢ આશ્રય રાખી શકાતો નથી તો પરમાનન્દનું દાન થતું નથી સર્વ સાધનોમાંથી એક પણ સાધન હાથમાં નથી. શ્રીકૃષ્ણ સ્વત.જ સર્વ સાધનો સિદ્ધ કરી આપે પુષ્ટિમાર્ગીય પરમફલરૂપ પરમાનન્દનું દાન કરે છે આ આશય હું મ્હારી યુક્તિથી કહેતો નથી શ્રીઆચાર્યજીના ચરણકમલનો દૃઢ આશ્રય કરી હું કહું છું કે “શ્રીકૃષ્ણજ સર્વ કર્તા છે” શ્રીઆચાર્યજી નવરત્નગ્રન્થમાં કહે છે કે “(પ્રભુ સર્વના ઈશ્વર છે, સર્વના આત્મા છે તે નિજેચ્છાથી સર્વ કરશેજ”) આ પ્રકારે લૌકિક પીડામાં જે મન સાધારણ રીતે ચલાયમાન થઈ શ્રીકૃષ્ણનો આશ્રય ત્યજે છે તેને સમજાવી શ્રીકૃષ્ણમાં દૃઢ આશ્રય રાખવો

मूलम् —स्वत कृष्ण सदानन्दो निजानन्द प्रदास्यति ।
तदाशयैव स्थातव्य सर्वैश्चातकपक्षिवत् ॥ ६ ॥

શબ્દાર્થ —સદાનંદ શ્રીકૃષ્ણ પોતે પોતાનો આનન્દ નિજ ભક્તોને દાન કરશે ભગવદીયોએ તે આશાથી ચાતક પક્ષી પેઠે સ્થિતિ કરવી. (૬) વિવેચન—શ્રીકૃષ્ણ પોતેજ આનંદરૂપ છે પરમ કૃપાળુ છે સર્વ પ્રાણી માત્રને આનન્દનું દાન કરે છે એવા શ્રીકૃષ્ણ નિજ દાસને તો અધિકાધિક આનન્દદાન કરે એ તો ઉચિત છે. નિજ દાસ પર અતિશય કૃપા કરે એ નિશ્ચય છે, શ્રીકૃષ્ણના નામથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે શ્રીભાગવત દ્વાદશ સ્કંધમાં શ્રીશુકદેવજી કહે છે કે “कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुण कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्ग पर व्रजेत् [भ २, ५१ ]” એટલે કે ‘હે પરીક્ષત્ રાજા! દોષના નિધિ એવા કલિયુગને વિષે એક મહાન્ ગુણ છે, તે એ કે શ્રીકૃષ્ણના કીર્તન માત્રથી મુક્તસંગ થઈ પરને પ્રાપ્ત થવાય છે

યદ્યપિ કલિયુગ દોષનો ભણ્ડાર છે તો પણ શ્રીકૃષ્ણના નામથી સંસાર મટી જાય છે, ભક્તિ પ્રાપ્ત થાય છે. એક ભગવદીય ગાય છે કેઃ—राग विहागडो.

करि है कृष्ण नाम सहाय। अधमता उर आनि अपनी मरत अकुलाय, करि है० ॥१॥ अधम अग्नितें उद्धार सो कहा तेरो भार। कोन उद्यम अपने निज करी सक्यो निस्तार ॥२॥ नेक उधो करि भरोसो बसत जाके गाम। सो क्यों ममता छांडि हे ले जीवन जाको नाम ॥ ३ ॥ वरद विविध भुलायवों करि हरि न धरिहे लाज। तोपें गदाधर निगम आगम बकत कितवे काज" ॥४॥

આવી રીતે પ્રભુ જો કે દયાલ આનંદરૂપ છે તો પણ ચાતક પક્ષી જેમ મેઘના ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ રાખે તેમ ભકતોએ પણ પ્રભુના ઉપર દૃઢ વિશ્વાસ રાખવો. ચાતક જો વિશ્વાસ રાખે છે તો જડ એવો જે મેઘ તે પણ એનો—ચાતકનો—તાપ શાન્ત કરે છે, મનોરથ પૂર્ણ કરે છે તો પછી ભક્તિથી શ્રીકૃષ્ણનુ અહર્નિશ સ્મરણ કરનાર શ્રીકૃષ્ણને વિષે આતુરતા રાખનાર ભક્તને પરમાનન્દ શ્રીકૃષ્ણ આનન્દનુ દાન કેમ ન કરે ? અર્થાત્ શ્રીકૃષ્ણ કૃપા કરી સર્વ ભકત—મનોરથ પૂર્ણ કરે છે. તેથી દૃઢ વિશ્વાસથી શ્રીકૃષ્ણનુ ભજન કરવું.

**मूलम्ः—लौकिकार्त्तैरगणनं परमानन्दचिन्तनात् ।**

**यथा न गणयेद्रोगी तिक्तभेषजभक्षणम् ॥ ७ ॥**

**શબ્દાર્થઃ**—પરમાનન્દના ચિન્તનથી લૌકિક—કલેશ ગણકારવો નહિ જેમ રોગી માણસ કડવી ઔષધિનું ભક્ષણ ગણકારતો નથી તેમ જીવે લૌકિક—કલેશ ગણવો નહિ. **વિવેચનઃ**—જો જીવ લૌકિક દેહસમ્બન્ધી સંસારના કલેશથી ખેદ પામે તો પ્રભુને ચિન્તા રહેતી નથી. જ્યારે જીવને પ્રભુને વિષે આતુરતા—આર્તિ ઉદ્ભવે ત્યારે પ્રભુને ચિન્તા થાય તેથી જીવે લૌકિક—આર્ત્તિ ન કરવી. પણ પ્રભુની વિપ્રયોગાર્ત્તિ કરવી પરમાનન્દરૂપ ભગવાનના ગુણ વિચારી, જીવે પોતાના દોષનું ચિન્તન કરવું. ત્યારેજ પ્રભુના હૃદયમાં દયા આવે. શ્રી મહાપ્રભુજી નિરોધલક્ષણ ગ્રન્થમાં કહે છે કે.—(ભકતોને આર્તિયુકત જોઇને પ્રભુ જ્યારે કૃપાયુકત થાય ત્યારે હૃદયમાં રહેલો સર્વ સદાનન્દ બહાર પ્રગટે છે.)

નિજજનનો પ્રભુ વિષયક વિપ્રયોગ—કલેશ જોઇને પ્રભુ દર્શન આપે છે, શ્રી ભાગવત રાસપંચાધ્યાયીમાં વર્ણન કર્યું છે કે "જ્યારે વ્રજભકતોને મદ થયો ત્યારે પ્રભુ અંતર્ધાન થયા પછી તેજ ભકતોને પ્રભુ—વિરહથી આર્ત્તિકલેશ થયો ત્યારે શ્રીઠાકોરજી કૃપા કરી પ્રકટ થયા આ પ્રકારે આ પુષ્ટિમાર્ગમા વ્રજભકતોના ભાવયુકત જ્યારે મનમાં કલેશ થાય ત્યારે પ્રભુની કૃપા થાય. લૌકિક આર્ત્તિ છોડી પ્રભુની વિપ્રયોગાર્ત્તિયુકત પરમાનન્દનુ ચિન્તન કરવુ. આમા દૃષ્ટાંત રોગીજનનુ આપે છે તેજ પ્રકારે જેને પોતાના સંસાર રૂપ કામ, ક્રોધ, મોહ, મદ, મત્સરનુ રોગસદૃશ જ્ઞાન ઉદ્ભવ્યું છે તેવા ભગવદીયે તો સંસારરૂપ રોગ—નિવૃત્ત કરવા લૌકિકાર્ત્તિ સહન કરી પરમાનન્દના ચિન્તનરૂપ ઔષધિ ખાવી. ત્યારેજ પ્રભુ કૃપા કરી સર્વ દુઃખ નિવૃત્ત કરે.

**मूलम्ः—अहितं निजभक्तानां विदधाति हरिर्न हि ।**

**समस्तानां सखा स्वीयभक्तानां न कथं भवेत् ॥ ८ ॥**

કૃતાર્થતા છે. આ સિદ્ધાન્તમાં કોઈ વાદિને વિશ્વાસ ન હોય અને જો તે વિવાદ કરે તો તેને નિશ્ચય આસુરી જાણવો, કારણકે શ્રીમદાચાર્યજીનો સિદ્ધાન્ત વેદ, શાસ્ત્ર, ગીતા, અને શ્રીમદ્ભાગવતના પ્રમાણથી સિદ્ધ છે અને એવા પ્રામાણિક સિદ્ધાન્તમાં વિશ્વાસ ન રાખનાર નિશ્ચય આસુરી હોવો જોઈએ. (૨)

**मूलम्:—श्रीकृष्णः सर्वदा स्मर्यः सर्वलीलासमन्वितः ।**

**भक्तैकहृदयस्थायी सकलः पुरुषोत्तमः ॥ ३ ॥**

**શબ્દાર્થ:**—સર્વલીલા ( વેણુગીત, યુગલગીતાદિક) યુકત, ભકતના હૃદયમાં સ્થિત કરનાર, અંશકલા સહિત, શ્રીકૃષ્ણ પુરુષોત્તમ સર્વદા સ્મરણ કરવા યોગ્ય છે.

**વિવેચન:**—શ્રીકૃષ્ણ ફલાત્મક, રસાત્મક, ભાવાત્મક, સ્વરૂપાત્મક છે. તેમનુ લીલા સહિત-ભકતો સહિત સ્મરણ કરવુ, કારણકે રસાત્મક, શ્રીકૃષ્ણ વ્રજભકતોના સંગમાં અષ્ટપ્રહર લીલા કરે છે. એવા લીલાયુકત વ્રજભકતોના હૃદયમા વિરાજી રહેલા શ્રીકૃષ્ણના સ્મરણથી આપણા હૃદયમાં શ્રીકૃષ્ણ પુરુષોત્તમ સદા સ્થિતિ કરે છે. જેનું ધ્યાન કરે તે હૃદયમાં સ્થિત થાય, સંસારનું ધ્યાન કરે તો સંસાર, અને જો પ્રભુનુ સ્મરણ કરે તો **સર્વ વ્યાપક પ્રભુ ભક્તના હૃદયમાં લીલાસહિત સ્થિતિ કરે છે.**

**मूलम्:—गुणगानं तथा दुःखभावनं दैन्यमेव च ।**

**तथा त्यागः सिद्धदृशः कृत्यमेतच्चतुष्टयम् ॥ ४ ॥**

**શબ્દાર્થ**—ગુણગાન, દુ:ખની ભાવના (વિપ્રયોગાર્તિ) દૈન્ય અને ત્યાગ (લૌકિક વૈદિક આસકિત છોડવી તે) આ ચાર કૃત્ય સિદ્ધ દષ્ટિવાળાઓના છે.

**વિવેચન.**—શ્રીઠાકોરજીની લીલાનું ગુણગાન, વિપ્રયોગ દુ:ખની ભાવના, દૈન્ય, અને સર્વ લૌકિક વૈદિકનો ત્યાગ-આ ચારે કૃત્ય અવશ્ય કરવા પ્રથમ ગુણગાન કરવાથી આપણા દોષ માત્ર ભસ્મ થાય, હૃદય શુદ્ધ થાય. ત્યારે આપણને આપણા દોષ સ્ફૂરે છે, આપણી જાતને તુચ્છ ગણીએ છીએ, પ્રભુને સર્વોપરિ જાણીએ છીએ, આપણે એવી ભાવના કરવી કે મે તો કંઈ સાધન કર્યા નથી તો પ્રભુ મ્હારો અંગીકાર કેવી રીતે કરશે? આ પ્રકારે વિચારવાથી નિ:સાધનતાની ભાવના મનમાં થાય છે, ત્યારે દીનતા આવે છે ત્યારે પ્રભુ વિના અન્ય કશુ ચેન પડતું નથી. લૌકિક વૈદિક સર્વનો ત્યાગ કરવો. આ પ્રકાર ચતુષ્ટય પુષ્ટિમાર્ગીય સાધન તેમજ ફલરૂપ જાણીને કર્ત્તવ્ય છે (૪)

**मूलम्:—गुणगानं भागवतात् सेवया दुःखभावनम् ।**

**तद्दैन्यभाववद्दैन्यं त्यागो विरहभावतः ॥ ५ ॥**

**શબ્દાર્થ:**—શ્રી ભાગવતથી ગુણગાન, સેવાથી દુ:ખ ભાવના [1] જે દૈન્ય પ્રભુની કૃપાનું કારણ છે તે દૈન્ય [2] ભાવથી દૈન્ય, અને વિરહભાવથી ત્યાગ [3] સિદ્ધ થાય છે- (૫)

---

૧ દુ:ખભાવના-પ્રથમ યોગાશી અને ખસોઆતન વૈષ્ણવોની પાસેથી પ્રભુ માગી માગીને આરોગતા હતા એવુ સુખ મને ક્યારે પ્રાપ્ત થશે એ દુ:ખની ભાવના કરવી,

૨-૩ દૈન્ય અને ત્યાગ અને દુ:ખ ભાવનાનો અર્થ રત્નભટ્ટજીની ટીકાનુસાર લખ્યો છે,

વિવેચન —જે ઉપરના શ્લોકમાં ચાર કાર્ય બતાવ્યાં તે ક્યે પ્રકારે સિદ્ધ થાય તે બતાવે છે સાધનરૂપ ગુણગાનથી સર્વ દોષ દૂર થાય છે અને ફલરૂપ ગુણગાનથી ભગવાનનુ દર્શન સિદ્ધ થાય છે શ્રીઠાકોરજી જ્યારે વનમાં પધારે, ત્યારે તેમના વિરહમાં વ્રજભક્તો વેણુગીત, યુગલગીતાદિકનુ ગુણગાન કરી નિર્વાહ કરે, તે પ્રકારે વૈષ્ણવોએ સેવાના અનોસરમાં ગુણગાન કરવુ, અને પ્રભુની સેવાનો સમય ક્યારે આવશે–પ્રભુનો સંયોગ ક્યારે થશે–એમ આર્તિ કરવી દુઃખ ભાવના કરવી આ ગુણગાન દ્વારા સેવાની આર્તિ સિદ્ધ થાય છે એ આર્તિદ્વારા નિઃસાધનતા સિદ્ધ થાય છે. ગમે તેટલી સેવા કરે તો પણ મનમાં એવી ઉદ્વેગયુક્ત આર્તિ રાખવી કે 'મ્હારો સર્વ જન્મારો વૃથાજ ગયો! કોઇ પણ પ્રકારની ભગવત્સેવા મ્હારાથી થઇ શકી નહિ!' એ પ્રકારે દૈન્યની ભાવના કરતાં કરતાં સર્વ દેહસમ્બન્ધી પદાર્થમાં ત્યાગ ઉત્પન્ન થાય છે ત્યારે શુદ્ધ વિપ્રયોગની ભાવના થાય એ સર્વોપરિ મુખ્ય ફળ છે ત્યાર પછી સર્વલીલાનુભવ થાય છે

मूलम्ः—एतच्चतुष्टय सिद्ध यदि नान्यदपेक्षितम् ।

सर्वस्य मूल सत्सगस्तदभावे न सिद्ध्यति ॥ ६ ॥

શબ્દાર્થ —ગુણગાન. દુઃખભાવના, દૈન્યભાવ, અને ત્યાગ એ ચાર કૃત્ય સિદ્ધ થાય તો પછીબીજા કશાનીઅપેક્ષા નથી.સર્વનુ મૂલસત્સગ.તેના અભાવે તો એમાંનુ કશુ સિદ્ધ થતુંનથી

વિવેચન.—ઉપર દર્શાવ્યું કે આ ચાર પ્રકાર જેને સિદ્ધ થાય તેને અન્ય સાધનની કશી જરૂર પડતી નથી તેથી પ્રથમ ગુણગાન કરવું, ભગવત્સેવા કરી દુઃખ ભાવના આર્તિ કરવી, દૈન્ય યુક્ત થઇ સર્વ ત્યાગપૂર્વક વિપ્રયોગની ભાવના કરવી. જો આ ફલરૂપ સાધન વિપ્રયોગ ભાવના–સિદ્ધ થાય–ગુણગાનાદિક કૃત્ય ચતુષ્ટયપૂર્વક વિપ્રયોગાર્તિ પ્રભુથી આપણને વિરહ થયો છે! જો પ્રભુનું મિલન આપણને કેમ થતું નથી ક્યારે થશે!–એવો શ્રીકૃષ્ણ-વિયોગ જનિત ક્લેશાનન્દ સિદ્ધ થાય તો અન્ય યત્નસાધનની અપેક્ષા નથી, આ ફલરૂપ થતું દુઃખ પદાર્થ સત્સગથી સિદ્ધ થાય છે કારણ કે સર્વનું મૂલ સત્સગ છે શ્રીભાગવતના પ્રથમ સ્કધ અ૦ ૧૮-૧૩ માં શૌનકનુ વાક્ય છે કે —

"ભગવદ્ભક્તના સગની એક ક્ષણની તુલના સ્વર્ગ તેમજ મોક્ષ પણ કરી શકતા નથી તો પછી મનુષ્યના મનોરથરૂપ રાજ્યાદિક એ સબની ક્ષણલવે તુલના ન કરી શકે એમા તો શું કહેવુ ? એકાદશ સ્કધમાં ઉદ્ધવજી પ્રતિ ભગવાન્ કહે છે કે —

"હે ઉદ્ધવ! યોગ, સાંખ્ય, સ્વાધ્યાય (વેદનો પાઠ) તપ, ત્યાગ, ઇષ્ટાપૂર્ત, દક્ષિણા વ્રતો, યજ્ઞો, છદો (રહસ્ય મન્ત્રો) તીર્થ, નિયમ, યમ, એમાંનુ કઇપણ મને વશ કરી શકતું નથી પણ મને વશ કરનાર તો એક સત્સગજ છે કે જે સત્સગ અન્ય સર્વમાંથી આ સક્તિ ઉઠાવી મ્હારામાંજ આસક્તિ ઉપજાવે છે [ઇષ્ટાપૂર્ત, ઇષ્ટ-યજ્ઞાદિ આપૂર્ત–કૂપ, વાવ બગીચા] (૧–૨) એવા સત્સગથીજ દૈત્ય, રાક્ષસ, પશુ, ગધર્વ અપ્સરા, નાગ, સિદ્ધ ચારણ, ગુહ્યક વિદ્યાધર, અને મનુષ્ય જાતિમાં પણ હીન એવા વૈશ્ય, સ્ત્રી શુદ્ર અને તેથી પણ હીન–નીચમાં નીચ એવા અન્ત્યજ–ચાંડાલાદિ પણ મારા (શ્રીકૃષ્ણના)પદને પામ થયા છે તે તે યુગમાં રજોગુણ અને તમોગુણ પ્રકૃતિવાળા પણ ઘણા જીવો સત્સગ

દ્વારા મ્હારા ચરણારવિન્દને પ્રાપ્ત થયા છે, હે પાપરહિત ! (૪) વૃત્રાસુર, પ્રહ્લાદાદિક, વૃષપર્વા, બાણાસુર, મયદાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જામ્બુવાન, ગજેન્દ્ર, જટાયુ, તુલાધાર, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજમાં ગોપીજન, યજ્ઞ પત્નીઓ તથા અન્ય બહુ નીચ યોનિમાં જન્મેલા જીવો-દાનવો, મનુષ્યો-પણ મને પ્રાપ્ત થયા છે (૫-૬) એઓએ નહોતું કર્યું વેદાધ્યન, કે નહોતી કરી મહત્તમની (મોટાઓની-વૃદ્ધોની) સેવા, કે નહોતી કરી ઉપાસના, કે નહોતાં કર્યાં વ્રતો, નહોતાં આચર્યાં તપ-તે છતાં, આ સર્વ સાધનાદિનું આ ચરણ એમણે કર્યું નહતું, તોપણ તેઓ મ્હારા પદને કેવળ સત્સંગથીજ પ્રાપ્ત થયા છે. (૭) આ પ્રકારે ભગવાને શ્રીમુખથી ઉદ્ધવજીને ઉપદેશ કર્યો છે. તાત્પર્ય એટલુંજ કે સત્સગ સર્વ સાધનનુ મૂલ છે. સત્સંગથી તદ્રૂપભાવ હૃદયારૂઢ થાય છે. સત્સંગથી-ભગવત્ પરાયણ જનોના સમાગમથી ભગવદ્ભાવ, ભગવદ્ધર્મ, ભગવદ્દર્શન, ભજનાનન્દ; રસાનુભવાદિ સર્વ ફલ સિદ્ધ થાય છે તેથી ભગવદીયનો સત્સંગ અવશ્ય કરવો, (૬)

इति श्रीहरिरायजीकृत एकादशं शिक्षापत्र श्रीगोपेश्वरजीकृते टीकानुवादसहित समाप्तम् ॥

## શિક્ષાપત્ર ૧૨ મું.

ઉદ્દેશઃ—આ દ્વાદશ શિક્ષાપત્રમાં શ્રીસ્વામિનીજીના વાકયની અહર્નિશ ભાવના તેમજ ઉપર કહેલા ચાર પ્રકાર સિદ્ધ થયા પછી કયે પ્રકારે અનુભવ થાય એ દર્શાવે છે.

**मूलम्ः--भावनीयं सदा चित्ते स्वामिनीजल्पितं मुहुः।**
**तापक्लेशस्य मार्गः श्रीमदाचार्यरूपितः ॥ १ ॥**

**શબ્દાર્થ**—વારંવાર ચિત્તમાં શ્રીસ્વામિનીજીના વિપ્રયોગદશાના વચન (હા નાથ ! હા પ્રિય ! રમણ ! કયાં છો ! કયાં છો ! હે મહાભુજ ! મને આપની દીનદાસીને દર્શન આપો !) ભાવનીય છે. શ્રીમદાચાર્યજીએ આ માર્ગ વિરહતાપના કલેશ વાળો કહ્યો છે

**વિવેચન.**—શ્રીકૃષ્ણના વિપ્રયોગમાં શ્રીસ્વામીનીજી જે પ્રકારે વારવાર જલ્પના કરે છે તેની પુષ્ટિમાર્ગીય ભગવદીએ ચિત્તમાં ભાવના કરવી પ્રેમામૃતમાં કહે છે કેઃ—

एकदा कृष्णविरहाद्ध्यायन्ती प्रियसङ्गमम्। मनोवाष्पनिरासाय जल्पतीदं मुहुर्मुहुः ॥

એટલે ( એક દીન શ્રીકૃષ્ણના વિરહથી પ્રિય-સગમનુ ધ્યાન કરતાં શ્રીસ્વામિનીજી હૃદયના અશ્રુ બહાર કહાડવા વારંવાર આવું જલ્પન કર્યા કરે છે,શ્રીસ્વામિનીજી રસાત્મક શ્રીકૃષ્ણના મિલનાર્થ તીવ્ર વિરહ ભાવયુક્ત વચનો ઉચ્ચારે છે, આવા તીવ્ર વિપ્રયોગ ભાવના ઉદ્ગાર સર્વોપરિ જાણવા. એ શબ્દોદ્વારા કૃષ્ણમિલનાર્થ જે ભાવ દર્શાવ્યો છે તે તે પુષ્ટિમાર્ગમાં સર્વોપરિ ફલરૂપ છે આ પુષ્ટિમાર્ગ તાપ કલેશરૂપ છે ' જે શ્રીકૃષ્ણથી અગણિત વર્ષો થયા જીવ વ્યુચ્ચરણ પામ્યો છે તે પ્રભુ શ્રીકૃષ્ણનો પુન સંગમ કયારે થશે એવી વિરહ દશાની ભાવના સહિત તાપ-કલેશનો અનુભવ થાય' એ પુષ્ટિમાર્ગમા સર્વોપરિ ફલ છે. પ્રભુ શ્રીકૃષ્ણને વિષે વારવાર આવો તાપ કલેશ-વિપ્રયોગ દુઃખનો અનુભવ થાય એ પુષ્ટિમાર્ગનો મુખ્ય સિદ્ધાન્ત છે. આવો તાપ કલેશનો અનુભવ શ્રીસ્વામિનીજી વારંવાર કરે છે. શ્રીમહાપ્રભુજી શ્રીસ્વામિનીજીના તાપ કલેશ-ભાવાત્મક છે[એટલે શ્રીમહાપ્રભુજી ઉપર્યુક્ત તાપકલેશ-ભાવથી પૂર્ણ છે] તેથી શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કરેલો પુષ્ટિમાર્ગ પણ તાપ-કલેશરૂપ છે. તાપકલેશથી આ માર્ગમાં ફલ સિદ્ધ થાય છે. તેથી જે પ્રકારે શ્રીસ્વા-

મિનીજી વિરહ ભાવ અનુભવે છે તે તીવ્ર વિરહભાવની ભાવના કરવી, (૧)

શ્રીસ્વામિનીજીની ભાવનાનું સ્વરૂપ અગ્રિમ શ્લોકમાં બતાવે છે

मूलम् —दर्शन देहि गोपीश ! गोकुलानन्ददायक ! ।
गोविन्द ! गोपवनिताप्राणाधिप ! कृपानिधे ॥

શ્રી સ્વામિનીજીમાં ચાર યૂથમાં છે પ્રત્યેક સોળ કુમારાત્મક શ્રીસ્વામિનીજી છે તેના ભાવથી શ્રીઠાકોરજીના ચોસઠ નામ આ શિક્ષાપત્રના અન્ત પર્યન્ત આવે છે

શબ્દાર્થ —હે ગોપીજનના ઈશ ! હે ગોકુલ (ધેનુકુલ અથવા ભક્તના કુલ)ને આનન્દ આપનાર ! હે ગોવિંદ ! હે વ્રજભક્તના પ્રાણપતિ ! હે કૃપાના ભણ્ડાર ! દર્શન આપો.

વિવેચન.—શ્રીસ્વામિનીજીએ આ પ્રમાણે કહ્યું છે કે, હે ગોપીજનના ઈશ ! તમે અમને દર્શન દો, કારણ કે તમે ગોપીજનના પાત–ઈશ–રાજા છો ! રાજા પોતાની પ્રજાને દુખ ન દે, સુખ આપે એવી મર્યાદા છે ! તે જ પ્રકારે હે શ્રીકૃષ્ણ ! અમો તમારી પ્રજા છીએ, તેથી તમે અમને દર્શન દો ! તમે ગાયોના કુલને આનન્દ દાન કરો છો એ ગાયો પણ તમારા દર્શન વિના આકુલ વ્યાકુલ થાય છે તેથી એ ગાયોને દર્શન દો. જેમ ગાયોને ચરાવી દર્શન આપો છો તેમ વેગથી પધારી હવે અમને દર્શન આપો. તમે ગોવિંદ છો એટલે ગાયના ઈન્દ્ર છો ! જેમ ગાયોને સુખ આપવા એમનો રક્ષક દોડી આવે છે તેમ તમે અમને–તમારા ભક્તોને–સુખ આપવા વેગથી દર્શન આપો ! તમે ગોપવનિતાના પ્રાણાધિપ છો એટલે આપના દર્શન વિના અમારૂં વધૂઓનું જીવન વ્યર્થ છે ! તમારા સ્વરૂપ દર્શનથી જ અમારૂં જીવન ટકી શકે છે ! હે શ્રીકૃષ્ણ ! તમે કૃપાનિધિ છો તેથી વેગથી દર્શન કરાવો. આ પ્રકારે શ્રીસ્વામીનીજી પ્રભુનાં નામ લઈ વિલાપ કરે છે.

ગોવિન્દ—ગાયોના ઇન્દ્ર ઇન્દ્રિયોના નાથ, પૃથ્વીને પ્રાપ્ત કરનારા ગોવિન્દ શબ્દથી સર્વજ્ઞતા, સર્વ વ્યાપકતા અને સર્વનિયન્તૃત્વ પ્રભુમાં સમજાય છે કૃપાનિધિ—કૃપાના ભણ્ડાર–એથી ભગવત્કૃપાનો દૃઢ આશ્રય સમજાય છે

मूलम् —गोपाल ! पालितव्रज ! निजव्रजसुखाम्बुधे ! ।
परमानन्द ! नन्दादिरुचिरोत्सङ्गलालित ! ॥ ३ ॥

શબ્દાર્થ —હે ગોપાલ ! હે વ્રજપાલ ! હે નિજવ્રજના સુખામ્બુધિ ! હે પરમાનન્દ ! હે નન્દાદિકના રુચિર ઉત્સંગમાં લાડ પામેલા પ્રભુ ! અમને દર્શન દો !

વિવેચન —હે ગોપાલ ! તમે ગાયોના પાલન કર્તા છો ! આ વ્રજ તમારૂં છે, તે સર્વનું પાલન કરી સર્વ વ્રજના સુખદાતા છો. તમે સુખના સમુદ્ર છો, આ તમારા વ્રજમાં તમારા વ્રજભક્તો, પશુ, પક્ષી, ગાય, ગોપાલ, જડ, ચેતનાદિ સર્વને સુખ આપનારા છો ! હે પરમાનન્દરૂપ ! નન્દયશોદાના ઉત્સંગમાં ખેલતા શ્રીકૃષ્ણ ! તમે અમને દર્શન આપો. (૩)

मूलम् —सदानन्द ! निजानन्दसमुदायप्रदायक ! ।
दामोदर ! दयार्द्र ! दीनानाथ ! दयापर ! ॥ ४ ॥

શબ્દાર્થ —હે સદા આનંદરૂપ ! હે નિજભક્તોને આનન્દ સમુદાયનું દાન કરનારા !

હે દામોદર હે દયાર્દ્રના પણ દયાર્દ્ર પરમકૃપાલુ ! હે દીનાનાથ ! હે દયાપર પ્રભુ ! દર્શન દ્યો (૪)

**વિવેચન**—હે શ્રીકૃષ્ણ તમે તો સદા આનન્દરૂપ છો. વ્રજમાં સમુદિત જીવમાત્રના આનન્દ-દાતા છો એવા ભક્તાધીન છો કે શ્રીયશોદાજી પર કૃપા કરી એમના દામથી (દોરડાથી) તમારા ઉદરને બન્ધાવા દીધુ હતું દયાથી તમારૂં હૃદય આર્દ્ર-ભીંજી રહ્યું-છે (૪)

આ શ્લોકમા પ્રભુ દયાપર-દયાલુ છે દીનાનાથ છે, જે દીનનું ગરીબનુ કોઇ કલ્યાણ કરતુ નથી તેના પણ નાથ-ધણી શ્રીકૃષ્ણ છે શ્રીકૃષ્ણ ભકતાધીન છે,પ્રાણી માત્રના આનન્દ દાતા છે'એવા ભાવ દર્શાવ્યોછે.

**मूलम्ः—पुरुषोत्तम ! सर्वाङ्गरुचिर ! प्रेमपूरित ! ।**
**अनङ्गरूपपरम ! प्रिय ! गोपवधूपते ! ॥ ५ ॥**

**શબ્દાર્થ**—હે પુરુષોત્તમ ! હે સર્વ અંગમા સુન્દરતા વાળા ! હે પ્રેમથી પૂરિત ! હે કામદેવથી પણ અધિક રૂપવાળા ! હે પ્રિય ! હે ગોપવધુના પતિ ! તમે અમને દર્શન દ્યો

**વિવેચન**—હે પુરુષોત્તમ ! તમારા સર્વ અંગ સર્વથી ઉત્કૃષ્ટ છે સર્વ અંગ રૂચિર-મનોહર છે અંગનું દર્શન થાય છે ત્યાંજ નયન સ્તબ્ધ થઈ જાય છે એક ભગવદીય ગાય છે કે—॥ राग नट. ॥ "रूप देखि नयनां पलक लगे नहि । श्रीगोवर्धनधरके अङ्ग अङ्ग पर निरखि नेन मन रहत तहि ॥" આ પ્રકારે સર્વાંગે રૂચિર છો ! પ્રેમથી પૂરિત છો ! તમારા સર્વ અંગમા પ્રેમરસ ભરેલો છે ! તમારૂં લાવણ્ય કોટિકન્દર્પકામદેવથી પણ પણ ઉત્કૃષ્ટ છે ! તમે આધિદૈવિક અનંગરૂપ પરમસુન્દર છો ! ગોપીજનને તમે પરમ પ્રિય, તમને ગોપીજન પરમપ્રિય છે! ગોપવધૂઓના તમે પતિ છો ! એવા હે શ્રીકૃષ્ણ તમે દર્શન દ્યો.

**પુરૂષોત્તમ**—એ નામથી શ્રીકૃષ્ણ જડ અને ચેતન નામરૂપાત્માક જગતથી અધિક છે એમ સૂચવે છે.

**પ્રેમપૂરિત**— પ્રભુના સર્વ અંગો આનન્દપ્રચુર છે. આનન્દથી પૂર્ણ છે. રસથી ભરેલા છે, પ્રાકૃત માંસ, મજ્જાદિથી ભરેલા નથી. " आनन्दमात्रकरपादमुखोदरादि " એમના સર્વ અંગ કર, પાદ, મુખ, ઉદરાદિ આનન્દ માત્ર છે આથી એમ સૂચન થાય છે કે, શ્રીકૃષ્ણ કોઇ પ્રાકૃત પદાર્થ નથી, પણ સર્વને આનન્દનુ દાન કરનાર રસાત્મક પૂર્ણ પુરુષોત્તમ છે

**અનંગરૂપપરમ**—શ્રીકૃષ્ણમા લાૈકિક કામની શંકા આ શબ્દ દૂર કરે છે, પ્રભુ શ્રીકૃષ્ણ તો साक्षात्कोटिमन्मथमन्मथ કોટિ કન્દર્પનુ લાવણ્ય પણ દૂર કરે એવી સુન્દરતા વાળા છે શ્રીકૃષ્ણ આધિભૌતિક અને આધ્યાત્મિક એવા કન્દર્પથી પણ અધિક છે, પોતે આધિદૈવિક અનંગરૂપ છે.

**मूलम्ः—व्रजावलम्ब सुकटे ! लम्बकेश ! कलानिधे ! ।**
**विरहार्त्तिहर ! स्वीयमनोहरणतत्पर ! ॥ ६ ॥**

**શબ્દાર્થ** — હે વ્રજના અવલમ્બ ( આશ્રય ) ! હે સુન્દર કટિવાળા ! હે લમ્બકેશ-વાળા ! હે કલાનિધિ ! હે વિરહની આર્ત્તિને હરનારા ! હે સ્વીયજનોનું મન હરણ કરવામાં તત્પર એવો પ્રભુ ! તમે મને દર્શન દ્યો ! ! (૬)

**વિવેચનઃ**—વ્રજના અવલમ્બ ( આશ્રય) તમે જ છો અખિલ વ્રજ તમારે આશ્રયે જ છે. તમારા કેશ લાંબા અને વાકડીઆળા છે તે ભ્રમરપંકતિની સમાન શોભા આપી રહ્યા છે તમે કલાનિધિ છો "કલાનિધિ" એવું નામ આપવામા તાત્પર્ય એ છે કે સૂર્યમાં માત્ર ષોડશ કલાઓ છે પરન્તુ તમે તો કલાના ભંડાર છો, એટલે એટલી સોળ કળાઓને

વાપ તમારા પ્રતાપના ગુણ આગળ શા લેખામાં છે ! અહીં પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્માના પ્રતાપને કશાની ઉપમા આપી શકાય એમ નથી એમનો પ્રતાપ એટલો બધો છે કે કોઇ જીવ એનું વર્ણન કરવાને સમર્થ નથી ! નિજભક્તોની આર્ત્તિનું-દુઃખનું હરણ કરવામાં તેમજ પોતાનું સુન્દર મુખનું શ્રીઅંગનું દર્શન આપી, અનેક લીલા કરી, સમસ્ત વ્રજ ભક્તોના મનને હરી લેવામાં તત્પર છો ! એવા હે શ્રીકૃષ્ણ તમે અમને વેગથી દર્શન આપો.

મનોહરણતત્પર—એ કહેવાનું તાત્પર્ય એ દીસે છે કે સ્વરૂપ દર્શન આપનાર તથા પ્રેમમાં આમન્ત્ર વા મહાત્મરે પણ પ્રભુ પ્રેમમાં પ્રેરનાર, પ્રભુમાં આસક્તિ વ્યસનાદિ ઉત્કૃષ્ટ દશાએ લઇ જનાર પ્રભુ શ્રીકૃષ્ણ પોતેજ છે પ્રેમાડપિ હરિણાકૃતમ્ નિજભક્તોને પ્રભુમાં પ્રેમ પણ હરિ પોતેજ કરી આપે છે (૬)

## मूलम् —मनोविनोद ! भावाब्धे ! भाववद्धृदयस्थित ! ।
## चञ्चलीकृतचित्त ! स्वभावांदोलितरूपधृक् ! ॥ ७ ॥

શબ્દાર્થ —હે મનને વિનોદ રૂપ ! હે ભાવના સમુદ્ર ! હે ભાવવાનોના હૃદયમાં સ્થિતિ કરનારા ! હે ભક્તોના ચિત્તને ચંચળ કરનારા ! નિજ ભક્તોના ભાવવડે (હિંડોળોત્સવાદિકમાં) આન્દોલિત રૂપને ધારણ કરનારા હે પ્રભુ! તમે મને દર્શન દ્યો. (૭)

વિવેચન.—વ્રજભક્તોના મનને વિનોદ વા આનન્દનું દાન કરનારા આપ છો ! તમારાથીજ સમગ્ર વ્રજભક્તો આનન્દ પામે છે ! તમે ભાવના સમુદ્ર છો ! જે ભાવથી તમારું ભજન થાય તે તેને સિદ્ધ થાય છે કોઇ પણ જીવ તમારા ભાવનો પાર પામી શકે નહિ એવા આપ ભાવના સમુદ્ર રૂપ છો ! સમસ્ત જગતમાં જે સર્વ ભાવ છે તે તમારી કણકારૂપ છે—તમારા ભાવરૂપ સમુદ્રના જલકણ સમાન છે ! તમે ભાવથીજ ભક્તોના હૃદયમાં સ્થિતિ કરો છો ! જે ભક્તના હૃદયમાં જેવો ભાવ તે તે ભાવાનુસાર તમે તેના હૃદયમાં બિરાજી તે ભક્તના ચિત્તને ચલાયમાન કરો છો ! આપ પણ આન્દોલિત-ચલાયમાન રૂપ ધારણ કરો છો ! આપ ચંચલ છો ! જે કોઇ ભક્તોના ચિત્ત ગૃહ વ્યવહારના કાર્યમાં—લૌકિક વૈદિક કાર્યમાં—આસક્ત થયેલા હોય છે તે તે ભક્તોના ચિત્તને ત્યાંથી ખસેડી આપનામાં—પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્માના ચિંતનમાં—મગ્ન થાય એવું આપ કરો છો ! આપ એવા પ્રસંગો એ સંસારમાં મગ્ન થયેલા ભક્તોને બતાવો છો કે જેથી એ ભક્તોના ચિત્ત બળાત્કારે પણ આપનામાં—પ્રભુમાં—પરોવાય ! પ્રભુ શ્રીકૃષ્ણના સર્વ અંગ ભક્તોના ભાવરસથી ભરપૂર છે એવા શ્રીકૃષ્ણ મને દર્શન દ્યો ! !

## मूलम् —महामुग्ध ! सदादुग्धपानतत्परमानस !
## नवनीताक्तमुख ! पयोबिन्दुयुताधर ! ॥८॥

શબ્દાર્થ —હે મહામુગ્ધ ! હે સદા દુગ્ધપાનમાં તત્પર માનસવાળા ! હે નવનીત (માખણથી) લપટાયલા મુખવાળા ! હે પયોબિંદુયુક્ત અધરોષ્ટવાળા પ્રભુ ! તમે મને દર્શન આપો ! ! (૮) વિવેચન —નિજભક્તોમાં મહામુગ્ધ છો ! આપ કંઇ જાણતા નથી જે ભક્ત કહે છે તેજ કરો છો ! નિરન્તર દુગ્ધ (દુધ)નું પાન કરવામાં તત્પર છો ! બાલ્યપણમાં શ્રીયશોદાજીના સ્તનનું પાન કરો છો ! તેમજ વ્રજભક્તો જે દુધ આપે છે તે

પીવામાં તત્પર છો ! તમારૂં મનજ તેમાં છે ! તમારા મુખમાં નવનીત (માખણ) લપટાઈ રહ્યું છે ! દુધના કેટલાક બિન્દુઓ તમારા અધરોષ્ઠપર લાગી રહ્યા છે તે પરમ શોભા આપે છે.

**मूलम्ः–अलकावृतवदन मदनाधिकसुन्दर ।**

**कपोलविलसद्राग कस्तूरीतिलकाञ्चित ॥९॥**

**શબ્દાર્થ:**—હે અલકથી આવૃત વદનવાળા ! હે કામદેવથી અધિક સૌન્દર્યવાળા ! હે કપોલમા શોભિત રંગવાળા ! હે કસ્તુરીના તિલકથી પૂજિત ! તમે મને દર્શન દ્યો.

**વિવેચન:**—તમારૂં વદનકમલ સુન્દર અલક (વાળથી)થી ઢંકાયલું હોઈ અતિશોભાયમાન છે. સર્વ શ્રીઅંગ કામથી પણ અધિક સુન્દર છે. આજ ભાવ ભગવદીય જનો ગાય છે **कोटि काम वारनें यह सुन्दरता पर करिये॥** કસ્તૂરીનું તિલક ભાલ પર વિરાજી રહ્યું છે.

**मूलम्ः--सिञ्जन्नूपुरशोभाढ्य नखभूषणभूषित ।**

**सघोषसूक्ष्मसुकटिविलसत्क्षुद्रघण्टिका ॥१०॥**

**શબ્દાર્થ:**—હે શબ્દાયમાન નૂપુરની શોભાથી યુક્ત ! હે નખના ભૂષણથી શોભિત હે સુન્દર સૂક્ષ્મ કટિભાગને વિષે વિલાસ પામતી મધુર ધ્વનિવાળી ક્ષુદ્ર (ઝીણી) (ઘણ્ટિકા) ઘુઘરીઓવાળા પ્રભુ ! તમે મને દર્શન દ્યો ! ! (૧૦) **વિવેચન:**—બન્ને ચરણ કમલમાં સ્વર્ણ નૂપુરથી ત્રિલોકમાં અપ્રાપ્ય એવી શોભા રહી છે દશે નખ પર નખભૂષણયુક્ત નખાવલિ વિરાજે છે તે કોટિ સૂર્ય ચન્દ્રની કાન્તિને લજ્જા પમાડે છે. સૂક્ષ્મ કટિ પર ઝીણી ઘુઘરીઓ મધુર શબ્દ કરે છે.

**मूलम्ः--राजद्धृदयवैयाघ्रनखभूषणभूषित ।**

**कञ्जलोजनलोलाक्ष विशालाक्षविलक्षण ॥ ११ ॥**

**શદાર્થ:**—હે હૃદય ઉપર શોભાયમાન વાઘનખારૂપ ભૂષણથી ભૂષિત ! હે કમલ સમાન ચંચળ નયનવાળા ! હે વિશાલ નેત્રથી વિલક્ષણ ! (૧૧) **વિવેચન:**—મારા પુત્રને કોઈની નજર લાગે નહિ એવા ભાવથી શ્રીયશોદાજીએ વક્ષઃસ્થલ પર વાઘનખું પહેરાવેલુ છે એ વાઘનખું અતિ શોભા આપે છે. નયનકમલસમાન અતિચંચળ છે. જેમ કમલ શીતલ હોઇ તાપહારક છે તેમ શ્રીઠાકોરજીના નેત્રરૂપ કમલ સમસ્ત ભક્તોના હૃદયના તાપહારક છે અને એ શીતળ નેત્રથી ભક્તોને રસદાન કરે છે–સંકેત સૂચન કરે છે નેત્રકમલવત્ વિશાલ છે; ઘૂર્ણાયમાન છે, સ્વલ્પ આરક્ત પણ છે તેથી પ્રભુ વિલક્ષણ દીસે છે.

**मूलम्ः--दीनैकशरण स्वीयसर्वसामर्थ्यसंयुत ।**

**व्रजराजसुत स्वीयजननीकण्ठभूषण ॥ १२ ॥**

१ कस्तूरीतिलकार्चितः—એવો પાઠ હોય તો પણ અર્થ એવોજ રહે છે,

શબ્દાર્થ—હે દીનજનોના મુખ્ય આશ્રયસ્થાન ! હે નિજસર્વસામર્થ્યથી સહુક્ત હે શ્રીનન્દરાયજીના પુત્ર ! હે નિજમાતા શ્રીયશોદાજીના કંઠનાં આભૂષણરૂપ !

વિવેચના—જે નિજભક્તો દીન થઇ તમારે શરણે રહે છે તેની સર્વ પ્રકારે પ્રભુ રક્ષા કરે છે કારણ કે શ્રીકૃષ્ણ સર્વ સામર્થ્ય-સંયુક્ત છે શ્રીમદ્ભાગવત નવમ સ્કંધે ભગવાન્ દુર્વાસા પ્રતિ કહે છે કે—" જે ભક્તો સ્ત્રી, ઘર, પુત્ર, પ્રાણ, વિત્ત, આ લોક અને પરલોક એ સર્વનો ત્યાગ કરી મારે શરણે આવેલા છે તેઓને ત્યજી દેવાનો હું કેમ ઉત્સાહ કરું ? હું એવા ભક્તોની તો અષ્ટપ્રહાર રક્ષા કરું છું !" શ્રીકૃષ્ણ શ્રીનન્દરાયજીના પુત્ર, નિજમાતા શ્રીયશોદાજીના કંઠે વીંટાઇ તેમના કંઠના આભૂષણરૂપ બન્યા છે

આટલા શ્લોકપર્યંત શૃગારસ્વરૂપે સંયોગરસની ભાવના કરી નિરૂપણ કર્યું છે હવે ખેદાત્મક સમ્બોધનથી વિપ્રયોગાત્મક ભાવનું નિરૂપણ કરે છે એ ખેદાત્મક ભાવ વ્યંજિત કરવા હાહાકારયુક્ત સમ્બોધન વાપરે છે. હા કૃષ્ણ, હા સદાનન્દ, વિલાપના ઉદ્ગારરૂપે બોલાય છે હવે પ્રત્યેક સ્થલે " હા હા " એવો વિપ્રયોગજન્ય શોકોદ્ગાર આવશે.

मूलम्—हा कृष्ण हा सदानन्द हा वृन्दावनभूषण ।

हा नन्दराजतनय हा यशोदाङ्कखेलन ॥ १३ ॥

શબ્દાર્થઃ—હા કૃષ્ણ ! હા સદા આનન્દરૂપ ! હા વૃન્દાવનના ભૂષણ ! હા નન્દરાયજીના પુત્ર ! હા શ્રીયશોદાજીના અંકમાં ખેલનાર ! મને દર્શન આપો !

વિવેચના—શ્રીકૃષ્ણનું નામ ફલાત્મક છે શ્રીકૃષ્ણનામ સર્વ વેદસ્મૃતિનો સાર છે વ્રજભક્તો શ્રીકૃષ્ણના નામનું સ્મરણ અને જપ તેથી કરે છે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ તેથીજ અષ્ટાક્ષરમન્ત્રમાં તેમજ પંચાક્ષરમન્ત્રમાં એજ સર્વોપરિ શ્રીકૃષ્ણનુંજ શરણ બતાવ્યું છે ( વ્યવહારમાત્રમાં ભ્રમ થયા હોઇએ તોપણ પ્રભુનું ભાન થાય ભગવત્નિષ્ઠા રહે, સર્વ વ્યવહારમાં સર્વત્ર અને સર્વદા ભગવદ્ધર્મની, ભગવદ્દર્શનની ભગવત્ લીલાની, સ્વરૂપદર્શનની પુષ્ટિમાર્ગીય રીતિએ વર્તન કરી દર્શન પામવાની, તીવ્ર આતુરતા રહ્યા કરે તે અર્થે હવે વિપ્રયોગની કેટલીક ભાવનાઓ વિસ્તારે છે પ્રભુને મળવાની તીવ્રેચ્છા પ્રદર્શિત કરવા " હા કૃષ્ણ ! હા સદાનન્દ " એવા ઉદ્ગાર એ ભક્તો કરે છે) હે શ્રીકૃષ્ણ ! તમે તો સદા આનન્દરૂપ એકરસ છો ! તમે અમને આનન્દ આપો ! હે વૃન્દાવનના ભૂષણ શ્રીકૃષ્ણ ! તમે તો શ્રીવૃન્દાવનમાંથી એક ક્ષણ પણ બહાર જતા નથી કારણકે તમે એનું ભૂષણ છો ? હે શ્રીનન્દરાયજીના પુત્ર, શ્રીયશોદાજીના ખોળામાં ખેલનાર !

मूलम्—हा गोपिकेश हा नाथ हा गोकुलपुरन्दर ।

हा हा व्रजजनार्तिघ्न हा हा निस्साधनाधिप ॥१४॥

શબ્દાર્થ—હા ગોપિકાના ઇશ ! હા નાથ ! હા ગોકુલના ઇન્દ્ર ! હે વ્રજજનની આર્તિનું હરણ કરનારા ! હે નિઃસાધન જનનું અધિક રક્ષણ કરનારા ! તમે ક્યાં છો !

વિવેચન—હા ગોપીજનના ઇશ સ્વામી ! હે નાથ ! તમે અમારી રક્ષા સત્વર કરો રાસપંચાધ્યાયીમાં વિરહથી આર્ત્ત એવા ભક્તો કહે છે કે—" હા નાથ ! હા રમણ !

હા પ્રિય ! હે મહાબાહુ ! તમે કયા છો ! તમે કયાં છો ! હું આપની દીન દાસી છુ. મને તમારી સન્નિધિ ( નિકટતા ) માં લાવો ! સામીપ્યદર્શન આપો ! ” એમ કહ્યુ છે. તેવોજ ભાવ આ શ્લોકનો છે, હે ગોકુલના ઈન્દ્ર ! જેમ ઈન્દ્ર એક ક્ષણ પણ ભોગ ત્યજતો નથી, પણ ભોગ ભોગવવામાં તત્પર છે તેમ તમે પણ ગોકુલના ઇન્દ્ર થઇ કયાં બેસી રહ્યા છો ! આપ પ્રકટ થઇ આપની ભોગ્ય વસ્તુઓનો ભોગ કરો ! અમને પ્રકટ થઇ આનન્દ આપો ! વ્રજજનોનું દુઃખ તમે કદાપિ સહી શક્તા નથી ! જ્યારે વ્રજજનોએ ઇન્દ્રયાગનો ત્યાગ કરી ગિરિરાજપૂજનરૂપ યજ્ઞ કર્યો, ત્યાગ કર્યો ત્યારે ઇન્દ્ર રાજાએ કોપ કરી સર્વ વ્રજદેશને જલના પૂરથી ડુબાડી દેવાનો વિચાર કર્યો ! સમસ્ત મેઘમણ્ડલને આજ્ઞા કરી અત્યન્ત વૃષ્ટિ કરવા માંડી ! ત્યારે આપેજ ગોવર્ધનપર્વતને એક અંગુલીથી ઉઠાવી સમસ્ત ( વ્રજના નિવાસીઓને, તેમના ઢોર ઢાંખર સહિત ) એ પર્વત રૂપ છત્ર નીચે રાખી રક્ષા કરી ! તે જ પ્રમાણે અમે પણ આપના વિરહ સમુદ્રમાં ડુબીએ છીએ ! ! આપ જ એ સમુદ્રમાંથી અમારૂ રક્ષણ કરવા સમર્થ છો ! આપ નિઃસાધન ભક્તોના અધિપતિ છો ! અમે વિરહથી વ્યાકુલ છીએ ! અમારૂં સર્વસ્વ દેહ, ઈન્દ્રિયાદિ શિથિલ થઇ ગયું છે ! અમે કોઈ પણ પ્રકારના જીવકૃત સાધન કરવા અસમર્થ છીએ ! તેથી અમને આપ સ્વરૂપદર્શન કરાવી અમારી આર્ત્તિનું હરણ કરો ! (૧૪)

**मूलम्ः—हा हा नन्दादिसर्वस्व हा हाऽनङ्ग नवाङ्कुर ।**
**हा निरालम्बनालम्ब हा हान्धलकुटिप्रिय ॥१५॥**

**શબ્દાર્થ**:—હે નન્દરાયજી આદિના સર્વસ્વ ! હે કામદેવના નવીન અંકુરરૂપ ! હે આલમ્બન ( આશ્રય ) રહિતના આલમ્બન (આશ્રય) રૂપ ! હે અન્ધને લાકડી જેવા પ્રિય પ્રભુ ! આપ અમારો ત્યાગ કરી કયાં ગયા છો ? અમને દર્શન આપો ! (૧૫)

**વિવેચનઃ**—નન્દાદિક એટલે ગોપ, ગોપી, સખા, ગાયો એ સર્વના સર્વસ્વરૂપ એક આપજ છો ! આપ વિના સર્વ પદાર્થ તુચ્છ છે ! આપજ એક સર્વના જીવનના પ્રાણરૂપ છો ! આપ અનંગ એટલે કામદેવ તેના પણ નવીન અંકુરરૂપ છો ! અનંગરૂપ વૃક્ષમાં નૂતન્ અંકુરરૂપ છો ! આપ સાક્ષાત્ કામદેવના પણ કામદેવ છો ! આપનું સૌન્દર્ય જોઈ જો કામદેવ પણ મોહિત થાય છે તો અમે સર્વ મોહિત થઇએ એમા શું આશ્ચર્ય ! જેને કોઈ પણ જાતનો આધાર નથી તેના તમેજ આધાર છો નિરાલમ્બના—નિરાધારના આધાર પ્રભુ છે-એમ કહેવામા ભાવાર્થ એ સમાયલો છે કે ‘જે કોઇ જીવ અન્ય સર્વ સ્થલેથી આશ્રય ત્યજી એક શ્રીકૃષ્ણનોજ આશ્રય કરે છે તેને પ્રભુ શ્રીકૃષ્ણ આશ્રય આપે છે જ. જેમ અન્ધજનોનો લકુટિપ્રિય હોય છે—લકુટિ (લાકડી)જ આધાર છે તેમ આપ અમને પ્રિય છો, અમારા આધાર રૂપ છો ! અમે તમારે અર્થેજ સર્વ ક્રિયાઓ કરીએ છીએ ! આ પ્રકારે સમસ્ત શ્રીસ્વામિનીજીનો વિપ્રયોગ-ભાવ દર્શાવે છે ! (૧૫)

**मूलम्ः—एवंविधानि सततं जल्पितानि मुहुर्मुहुः ।**
**अवगत्य च भावेन भावनीयान्यहर्निशम् ॥१६॥**




શબ્દાર્થ—શ્રીસ્વામિનીજીના નિરંતર આવા જલ્પ–વિલાપ–વિપ્રયોગ કથાના મર્મ છે એ વિલાપનું–નિરન્તર મર્મ–રહસ્ય જાણીને એની ભાવના અહર્નિશ કરવી. (૧૬)

વિવેચન.—આ પ્રકારે નિરન્તર શ્રીસ્વામિનીજી જલ્પના કરે છે ત્યારે શ્રીપ્રભુ પધારી સર્વ શ્રીસ્વામિનીજીને દર્શન આપે છે એમના મનોરથ પૂર્ણ કરે છે તેથી સર્વ વૈષ્ણવોએ એવી ભાવના રાત્રિદિવસ કર્યા કરવી. (૧૬)

આ પત્રમાં પ્રભુનાં ચોસઠ નામ કહ્યાં છે તેનો અભિપ્રાય એ છે કે શ્રીસ્વામિનીજીના ચાર યૂથ છે પ્રત્યેક યૂથ સોળ સોળનું બનેલું છે શ્રીઠાકોરજી એ ચાર યૂથના પતિ છે પ્રત્યેક યૂથના શ્રીસ્વામિનીજી ષોડશ [સોળ સોળ] નામ પ્રભુના આપે છે તે પ્રત્યેક સોળ શૃંગારાત્મક રસનો અનુભવ લીલા સહિત શ્રીસ્વામિનીજી કરે છે આ પ્રકારે ચારે યૂથના ચોસઠ નામ થયાં છે અન્તે શ્રીહરિરાયજી કહે છે કે જો તમે આ પ્રકારે શ્રીસ્વામિનીજીના વિરહભાવની ભાવના અહર્નિશ કરો તો શ્રીસ્વામિનીજીની કૃપાથી હૃદયમાં ભાવ સ્થિત થશે. ત્યારે પ્રભુ તમને નિજ સ્વરૂપનો અનુભવ કરાવશે

इति श्रीहरिरायजीविरचितं द्वादशं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृतटीकासहितं समाप्तम् ॥१२॥

## શિક્ષાપત્ર ૧૩ મુ

ઉદ્દેશ—‘સર્વ સ્થલથી ચિત્તને નિવૃત્ત કરી એક પ્રભુચરિત્રમાં ચિત્તનો નિરોધ કરવો ઉપર કહ્યું તે પ્રમાણે ભાવના કરવી વિપ્રયોગ અનુભવવો. ત્યારે શ્રીસ્વામિનીજીની કૃપાથી ભાવ સિદ્ધ થાય છે પરન્તુ આ કાલ અતિકઠિન આવ્યો છે આ સમયમાં સત્સંગ દુર્લભ છે દુઃસંગ સર્વત્ર પ્રસરી રહ્યો છે સર્વની બુદ્ધિ ભ્રષ્ટ કરે છે, વિપ્રયોગની ભાવનામાં આ દુઃસંગરૂપ બાધક દોષને વિચારી દીનતા વિના અન્ય ઉપાય નથી એ દૈન્ય પ્રદર્શિત કર્યાથી પ્રભુ પ્રસન્ન થાય છે’ એમ આ શિક્ષાપત્રનો ઉદ્દેશ દૈન્ય દર્શાવવાનો છે

मूलम्:—कालः करालः समुपागतोऽयं मतिं सतां प्रागहरत्समस्ताम् ।
श्रीवल्लभाचार्यसमाश्रितानां यः कालकालः शरणं स एव ॥१॥

શબ્દાર્થ—આ કાલ મહાકરાળ આવ્યો છે, જે સમસ્ત સત્પુરુષોની બુદ્ધિ શીઘ્ર હરી લે છે તેથી શ્રીમહાપ્રભુજીના આશ્રિતોનું શરણ તો કાલના પણ કાલરૂપ પ્રભુજ છે.

વિવેચન.—આવા મહાકરાલ કાલમાં જ્યારે સત્પુરુષોની બુદ્ધિ પણ ભ્રષ્ટ થાય છે તો અન્ય જીવોની શી ગતિ ? આ કલિયુગે સર્વની બુદ્ધિ હરી લીધી ! કોઇને પણ કલિએ છોડ્યા ? આમ શંકા કરનારનું સમાધાન શ્રીહરિરાયજી કરે છે કે શ્રીમહાપ્રભુજીને શરણે તન મન અને ધનથી જનારને કાલ ક્દાપિ કરતો નથી. પરન્તુ એ કાલ એવા આશ્રિત જીવને સાધક થઇ પડે છે શ્રીમદ્ભાગવતના એકાદશસ્કન્ધમાં એવું વાક્ય છે કે–

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वानुसृतस्वभावात् ।
करोति यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ॥" (अ २ ३६)

એટલે કે શરીરથી વાણીથી, મનથી ઇન્દ્રિયથી, બુદ્ધિથી આત્માથી અથવા નિજ સ્વભાવથી જે કાર્ય થાય તે સર્વ પરને–નારાયણને–શ્રીકૃષ્ણને અર્પણ કરવું’’ એ પ્રકારે

